# રણબંકા

—લેખક—

મગનલાલ બાપુજી બ્રહ્મભટ્ટ.

સોલ એજન્ટ,

ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ.

# બે બોલ..

ઘણાઓને આડી અવળી વાતો સાંભળવામાં બહૂજ મઝા પડે છે તેમાંય બચ્ચાંઓને તો કોઇ વાત માંડી કહીયે તોજ રીઝાય. આ બધામાં મૂળભૂત કંઇક ઇતિહાસ સમાએલો હોય છે. જગતભરમાં, સાચો ઇતિહાસ માનવ-જીવનના પૂર્વસંસ્કારોને વિકસી ભવિષ્યના સુકલ્પિત પ્રદેશમાં સાચે માર્ગે દોરનારો છે અને એટલા માટેજ સાહિત્યમાં સાચી અને સંસ્કારી વાતોની અભિરૂચી વધુ પ્રમાણમાં રહેલી હોય છે.

ઘણેભાગે ઠેકાણે અને તેમાં પણ ખાસ કરી ગામડા-ઓમાં વહીવંચાઓ જનસમાજને તેમના કુટુંબની સાચી હકીકત પુરી પાડે છે. પણ સમગ્ર દેશ અગર તેના વિભાગની સાચી હકીકત તો આપણે પુસ્તકો દ્વારાજ બહાર પાડી શકીએ. અને જેટલા આનંદથી આપણે આપણા કુટુંબનાં અને ગત બનાવોનાં વર્ણન સાંભળીએ છીએ તેટલોજ આપણા પડોશી ગામો અગર તો પ્રદેશોની સાચી હકીકત સાંભળવામાં આપણને રસ ઉપજે છે.

આવી વસ્તુઓમાં જો કે કલ્પનાને ઘણુંજ ઓછું સ્થાન છે, બલ્કે નથીજ અને જ્યાં હોય છે ત્યાં રસનિષ્પત્તિ થાય છે. એટલે આજે જે વાર્તાઓ જનસમાજને ખોળે ધરાય છે, તેમાં કલ્પીત કંઇપણ નથી એ એક હર્ષ પામવા જેવું છે.

ઘણા સમય પહેલાં સોરાષ્ટનું લોક સાહિત્ય **શ્રી૦ મેઘાણીએ** પ્રથમવાર બહાર પાડવા માંડયું, ત્યારે મહીકાંઠા બલ્કે ગુજરાતે તે સારી રીતે આવકાર્યું. પણ પ્રથમથીજ મ્હેં કહ્યું તેમ 'આડી અવળી' વાતો કરતાં ઘરનીજ સાચી હકીકત જો ગુજરાતને બલ્કે મહીકાંઠાને ચરણે ધરાય તો તેથી પણ વિશેષ આવકાર પામે, એવું મને ઘણી વખત થયા કરતું હતું.

સુયોગે મને મૂદ્રણનો વ્યવસાય મળ્યો અને મારી આ અભિરૂચી પોષવા મ્હેં સને ૧૯૩૨ માં '**મોડાસા**" જેમાં ગામનો ઇતિહાસ સંપૂર્ણ ચિતરી બહાર પાડયો. મારા ઉછળતા વિચારો પણ સુદ્દઢ સંસ્કારો અને સાચા ઇતિહાસ પ્રત્યેના પ્રેમનું તે કંઈક કિરણ હતું. તે બાદ તો જેમ જેમ સૌરાષ્ટ્રનું લોક સાહિત્ય વાંચતો જાઉં તેમ તેમ મહીકાંઠા ગુજરાતનું પણ લોક સાહિત્ય અને તેમાં પણ સાચા બનાવોની હકીકત મ્હેં મેળવવા માટે બનતું મંથન કરેલું. પણ સુયોગ મળેલો નહી. અને તે માટેના ઉપસ્થિત સંજોગોમાં પણ કંઈક મૂશ્કેલીઓ પડેલી. તે બાદ મારા મિત્ર **શ્રી૦** મગનલાલભાઇને હું મળ્યો અને મારી આ અભિરૂચી પોષવા ઇચ્છા જણાવી. તેમણે મને સાથ આપવા કબુલ્યું અને હું ખુશ થયો, અને નિશ્ચય પણ સાથે સાથે કર્યો કે પ્રકાશનમાં બન્નેએ મળીને પોતપોતાની શકિતનો બનતો ફાળો આપવો અને તેના ફળરૂપ આજે '**રણબંકા**' જનસમાજને ચરણે ધરતાં મને અનહદ આનંદ થાય છે. ત્રુટીઓ ઘણી હશે, લેખક પોતે વ્યવસાયી છે, એટલે પુસ્તક પ્રકાશનમાં અરસપરસની શક્તિની વહેંચણી કંઈક નિયમ રહિત થઈ

હશે. જેથી આ પ્રયાસમાં ખામીઓ તરફ નજર ન કરતાં મૂળભૂત હકીકત મહાગુજરાત આનંદથી વધાવી લેશે, અને ભવિષ્યમાં વધુને વધુ પ્રોત્સાહન મળ્યા કરશે તો પ્રયાસ સફળ થયો માનીશ.

મિત્રો અને સ્નેહીઓ તરફથી તેમજ સાહિત્ય રસિક વર્ગ તરફથી મને આ સંબંધમાં હરહંમેશ યોગ્ય સૂચન મળ્યા કરશે એવી આશા સેવું છું.

આ પ્રસંગે મારા મિત્ર શ્રી૦ મગનલાલભાઇનો હું ઋણી છું, તદ્ઉપરાંત મારામાં મૂળથીજ ઐતિહાસિક વિષયમા સુસંસ્કાર રેડનાર મારા જુના શિક્ષક મુરબ્બી શ્રી. ભાયચંદ ભાઈ માણેકચંદ શાહને હું આ પ્રસંગે ભૂલું તો જરૂર અવિવેકી લેખાઉં.

ભવિષ્યમાં આવાં પ્રોત્સાહનો અને અપૂર્વ સામગ્રી મને જેમ જેમ મળ્યા કરશે, તેમ તેમ મહીકાંઠા ગુજરાતના નાના મોટા પ્રદેશોની જુદીજુદી વાર્તાઓના સમૂહદ્વારા અલગ અલગ પ્રાદેશિક પ્રકાશન કરવાની દૃઢ ઇચ્છા છે, પણ તેમાં દરેકનો અરસપરસનો સહકાર એ પ્રથમ વસ્તુ છે. પરમાત્મા હંમેશ સહાયભૂત થાઓ એવું પ્રાર્થી હું વિરમીશ.

પ્રાંતીજ.
૧—૫—'૪૧ } ચુનીલાલ વિ૦ જુટાલા.



# નિવેદન.

ઈ. સ. ૧૯૩૨માં મારૂં પ્રથમ પુસ્તક "**શુરવીરની વાતો**" તૈયાર થઈને બ્હાર પડયું, ત્યારે મેં મનમાં કેટ-કેટલાએ મનોરથો ગોઠવી રાખ્યા હતા. પણ એ બધા મનોરથો સ્વપ્નની માફક વિલીન થઈ ગયા. અન્ય વ્યવસાયો અને સરકારી નોકરીની હાડમારીમાં લેખન કાર્ય મારાથી જોઈએ તેટલું બન્યું નહિ. મારા પ્રિય લેખકોમાંના એક રા. મેઘાણીનાં પુસ્તકોનું વાંચન અને અધ્યયન તો સતત ચાલુજ રહેલું પણ મારા વ્યવસાય અને સંજોગો એવા ચાલ્યાજ કરતા કે કાગળ અને પેન લઈ લખવા બેસું કે તુરત આળસ મારા ઉપર સ્વાર બની જતી. અને લખવાનું બીજા દિવસ ઉપર મુલતવી રહેતું.

અને આમ છતાંએ મારા સાહિત્ય પ્રેમે મને લખવા માટે પ્રેર્યો. આખરે વિજય તો કલમનોજ થયો, અને તેના પરિપાક રૂપે આ પુસ્તક "**રણુબંકા**" તૈયાર થવા પામ્યું.

આ પુસ્તકની પાછળ એક નાનકડો ઇતિહાસ પડયો છે. ઘણા લેખકોને જે અનુભવો થયા છે, તેવો અનુભવ મને પણ આ પુસ્તક બાબતમાં થયો છે. ઓગણીસસો

પાંત્રીસમાં આખુ પુસ્તક લખાઈને તૈયાર થઈ ગયું. તેનાં ચિત્રો વિગેરે પણ દોરાવીને તૈયાર કરાવી નાંખ્યાં, પણ પ્રેસમાં જતું જતું તે રહી ગયું તે આજે છેક ઓગણીસસો એકતાલીસમાં પ્રેસમાં ગયું, ત્યાં સુધી પુસ્તક પેટીમાં પુરાઈ રહ્યું હતું. એક વખતે મારા સાહિત્યપ્રિય મિત્ર "શારદા" કાર રા. રાયચુરાએ મને સુચન કરેલ કે મગનભાઈ? પર-પ્રાંતની તમે શૌર્યકથાઓ લખો છો, તેના કરતાં તમે ગુજ-રાતની લખો તો કેમ? અને તે વખતનું મારા મિત્રનું તે સૂચન મેં ઉપાડી લીધું. અને ત્યારથી તળ ગુજરાતની શૌર્યકથાઓ લખવાનું મેં શરૂ કર્યું. અને તેના પરિપાક રૂપે તૈયાર થએલ તેજ "**રણઝંકા**".

ગરવી ગુજરાતના ગૌરવસમા આ પુસ્તકની તમામ વાર્તાઓ વીરતા અને સાહસથી ભરપૂર છે. લોકસાહિત્યના જાણીતા ચિત્રકાર **રા. હરીલાલ ત્રિવેદીની** પીંછીએ પોતાની કલાદર્શાવી પુસ્તકના રૂપરંગમાં ઉમેરો કર્યો છે.

ભાષાની દૃષ્ટિએ આ પુસ્તકમાં ઘણી ત્રુટીઓ હશે. મહાગુજરાતનો વિશાળ વાંચક સમુદાય મારી એ ત્રુટીઓ સામે નહિ જુએ, એવી આશા રાખું છું.

આ પુસ્તક અંગે ઉપકાર માનવાનો તો ઘણાનો રહે છે. પણ તેમાં બે વ્યકિતઓતો મુખ્ય ગણાય. એક તો મને હંમેશાં સાહિત્ય માટે પ્રોત્સાહન આપી મારા કાર્યને વેગ આપનાર, મારા તરફ હંમેશાં પ્રેમભરી નજર રાખનાર, આંબલીઆરાના સાહિત્યપ્રિય અને ગુણીઅલ રાજવી **શ્રીમાન કેસરીસિંહજી સાહેબનો** અને બીજો આ

પુસ્તકને કેદમાંથી છોડાવનાર મારા મિત્ર **શા. બુટાલા ચુનીભાઈનો.** જો આ બે વ્યક્તિઓએ મને સહકાર ન આપ્યો હોત તો આ પુસ્તક ક્યારે હું મહાગુજરાત સમક્ષ રજુ કરી શકત તે હું કહી શકતો નથી.

અંતમાં મારા આ અલ્પ પ્રયાસ તરફ જે જે, મિત્રો, શુભેચ્છકો અને મને ચાહનારાઓએ મારા તરફ જે સહાનુભૂતિ બતાવી છે, તે તમામનો હું આ સ્થળે આભાર માનું છું.

કદરદાન મહાગુજરાત મારા આ અલ્પ પ્રયાસને સત્કારશે તો હું મારાં અહોભાગ્ય માનીશ.

**રામનવમી**
**૧૯૯૭**
**દહેગામ.**

**મગનલાલ બાપુજી બ્રહ્મભટ્ટ.**



નેક નામદાર ઠાકોર સાહેબ શ્રી૦

## કેસરીસિંહજી સાહેબ



સ્વસ્થાન **આંબલીઆરા**

( મહીકાંઠા )

# —:અર્પણ:—

## અખંડ પ્રૌઢ પ્રતાપી, ગૌબ્રાહ્મણ પ્રતિપાળ, ચૌહાણ કુળદિપક ધર્મરક્ષક

## શ્રી૦ કેસરીસિંહજી સાહેબ સ્વસ્થાન આંબલીઆરા.

આપ મહિકાંઠાના એક અગ્રગણ્ય રાજસ્થાનના રાજવી હોઇ આપે સારી નામના મેળવી છે. રાજપૂત શ્રેષ્ઠ એવા ચૌહાણ કુળમાં ઉત્પન્ન થઇ, આપે ચૌહાણ કુળને દીપાવ્યું છે. આપના વડવાઓ ભાથીજી તથા મોધાજી જેવા આપ વીરનર હોઇ આંબલીઆરાની પ્રજાને રંજાડતા ઘણા વાઘ દીપડાઓનો આપે સંહાર કરી આપની કીર્તિને ઉજ્જ્વળ બનાવી છે. આપ સાહિત્યપ્રેમી હોઈ આપના નિવાસ સ્થાને આવતા કવિઓ અને વિદ્વાનોની આપ સારી કદર કરતા હોઇ એક સાહિત્યપ્રિય અને ઉદાર દીલના રાજવી તરીકે આપની સુવાસ સારાએ મહિકાંઠામાં પ્રસરેલી છે.

આપ ધર્મપ્રેમી રાજવી હોઈ દુઃખીજનોને તેમજ દુષ્કાળના વખતમાં આપે સંગ્રહેલા ઘાસચારાથી નિરાધાર અને ભૂખે મરતી હજારો ગાયોને બચાવી આપે ગૌબ્રાહ્મણ પ્રતિપાળની પદવીને સાર્થક કરી છે. આ અને આવા બીજા અનેક આપના ગુણોથી આકર્ષાઇને મારૂં આ 'રણબંકા' નામનું પુસ્તક આપ નામદારશ્રીને અર્પણ કરી કૃતાર્થ થાઉ છું.

હું છું આપ નામદારનો
ગુણાનુરાગી,
**મગનલાલ બાપુજી બ્રહ્મભટ્ટ.**

# —અનુક્રમ—



## ચિત્ર.

# "જગતસિંહ પરમાર"

પ્રથમ વડા પરમાર, પૃથ્વી પરમારો તણી;
એક ઉજેણી ધાર, બીજુ આબુ બેસણું.

"બાપુ! આપ જેવા ધણી અમ માથે બેઠા હોય છતાં અમે આમ હેરાન થઇએ, અને આમ લુંટાઇએ એમાં આપનું ગૌરવ શું!"

"પણ છે શું? કંઇ પણ કારણ જણાવ્યા વિના તમે લોકો આમ બબડયા કરો છો તેનો શો અર્થ! જે હોય તે સ્પષ્ટ કહો એટલે યોગ્ય તજવીજ થાય."

"અન્નદાતા! કાંકરેજના મેવાસી કોળીઓ અમને ખુબ રંજાડે છે. અને અમારાં ઢોરને તેઓ હાંકી ગયા છે. અમ ગરીબનું એ મોંઘું ધન જતાં અમે રસ્તાના રખડતા ભિખારી બન્યા છીએ" પ્રજાજનોએ પોતાની ફરીઆદ પોતાના રાજવીને જણાવી.

"કેટલા કોળીઓ હતા.!"

"અન્નદાતા? બસો તો અસ્વાર હતા અને પાંચસો માણસો પગપાળા હતા."

"ઠીક છે. તમે જાઓ હું હમણાંજ બહારને લઇને ધાડપાડુઓની પાછળ જાઉં છું. અને એ કોળીઓ પાસેથી તમારા ધણને પડાવી જલ્દી પાછો વળું છું."

"ખમ્મા અમારા અન્નદાતાને! જગદંબા આપનું રક્ષણ કરો, અને દીર્ઘાયુષ્ય કરે." આમ આશિર્વાદ ઉચ્ચારતી રાણાની પાસે રાવે આવેલી રતનપુર, અને મુંજપુરની પ્રજા પોતાને રસ્તે પડી.

આ જમાનામાં મારે એની તલવાર હતી. આ વખતના રાજવીઓ હાલના રાવીઓ જેવા મોજશોખ અને વૈભવ વિલાસમાં રચ્યા પચ્યા રહેનારા નહોતા. એ જમાનો જુદો હતો. રૈયત એજ રાજનું સાચું ધન છે, એમ માનનારા રાજવીઓ તે વખતે હતા. પ્રજાની સાથે તેઓ છૂટથી હળીમળી શકતા અને તેમનાં હરેક દુઃખો દૂર કરવા તેઓ હંમેશાં તૈયાર રહેતા.

તલવાર તે વખતે તેમની જીવનસંગીની હતી. મોજશોખ અને એશઆરામમાં વખત નહિ વીતાવતાં તેઓ પ્રજાકલ્યાણ માટે પોતાના વખતનો ભાગ આપતા.

ઇ. સ. ૧૮૦૦માં દાંતામાં પરમાર વંશી વીર જગતસિંહનું રાજ્ય હતું. ઉજ્જનના પ્રખ્યાત રાજવી વિક્રમ રાજા પછી ઉજ્જનની ગાદી ઉપર ચાલીસમા રાજા રવપાળજી પરમાર થયા. એમણે ઇ. સ. ૮૦૯માં સિંધમાં થરનું રાજ્ય મેળવ્યું. તેમના પછી ચૌદમો પુરૂષ દામોજી થયા. એ મુસલમાનો સાથે લડતાં મરાયા. તેમના પછી જસરાજ થયા. તેમણે મુસલમાનોથી હારીને થળનું રાજ્ય ગુમાવ્યું. અને તેથી તેઓ સિંધમાંથી આવીને આરાસુર પાસે ગબરગઢમાં વસ્યા, અને ત્યાંજ ગાદી સ્થાપી.

જસરાજ પછી ગબરગઢની ગાદી ઉપર કેદારસિંહજી થયા. તેમણે ઇ. સ. ૧૦૬૯માં તરસંગમામાં ગાદી કરી. તેમની પછી તરસંગમાની ગાદી ઉપર જસપાળ થયા. તેમની પછી કેટલીક પેઢીએ જગતપાળ થયા. તેમની પાસેથી ઇ. સ. ૧૨૯૫માં અલ્લાઉદીન ખીલજીએ તરસંગમો જીતી લીધો. પણ ફરી લાગ ફાવતાં બાદશાહના

શ્રાણાને તરસંગમામાંથી તગડી મૂકીને તરસંગમો પાછો જગતપાળે કબજે કર્યો.

આ જગતપાળથી છઠ્ઠી પેઢીયે કાનડદેવ થયા. તેમની પછી મેઘજી થયા. ઈડરના રાવ ભાણે ઈ. સ. ૧૪૪૫માં મેઘજી પાસેથી તરસંગમો છીની લીધો. પણ પછીથી અમદાવાદના સુલતાન બીજાની મદદથી મેઘજીએ તરસંગમો ઈડરના રાવ ભાણ પાસેથી પાછો મેળવ્યો.

તેમની પછી તરસંગમાની ગાદી ઉપર આશકરણજી થયા. આ આશકરણજીના વખતમાં એવો એક બનાવ બન્યો કે જેથી તેમનું નામ ઇતિહાસમાં સુવર્ણ અક્ષરે લખાયું છે.

વાત એમ બની હતી કે દિલ્હીના બાદશાહ અકબરનો શાહજાદો બાદશાહથી રીસાઇને દિલ્હીથી ગુજરાત તરફ નાશી આવ્યો હતો. તેની સાથે પચીસ ઘોડાંનો તેનો વફાદારોનો કાફલો પણ હતો. આશ્રય મેળવવા માટે શાહજાદો રજવાડાંમાં ગયો. પણ બાદશાહની બીકે તેને કોઇએ આશ્રય આપ્યો નહિ. આથી નીરાશ થઇ શાહજાદો આશ્રય મેળવવા માટે આગળ વધ્યો. રસ્તામાં તેણે લોક મુખેથી સાંભળ્યું કે તરસંગમાનો દરીયાવ દીલ રાજવી આશકરણજી મર્દ પુરૂષ છે. ગમે તો રંક હોય કે રાય હોય પણ આશ્રયે આવેલાનું ને જીવને સાટે રક્ષણ કરે છે. માટે તમે તરસંગમે જાઓ તમોને જરૂર આશ્રય મળશે.

આમ લોકોના મોંઢેથી સાંભળીને શાહજાદો પોતાના માણસોને લઇને તરસંગમે ગયો.

નમતે પહોરે તરસંગમાની ડેલીયે ડાયરો જામ્યો હતો. આશકરણજી પોતાના સામંતો સાથે ડાયરામાં બીરાજીને આનંદ કરી રહ્યા હતા. એક બાજુ અફીણ ખરલોમાં ઘુંટાઈ રહ્યું હતું. બંધા-

ણીઓ કસુંબો પીવા માટે અધીરા બની રહ્યા હતા. ત્યાં તો પચીસ ઘોડાંઓ સાથે શાહજાદો ડેલીયે આવી ઉભો.

મુસલમાનોના આ નાનાશા કાફલાને જોઈને પ્રથમ તો બધા આશ્ચર્યમાં ગરકાવ થઈ ગયા. પણ પછી આશકરણજી ડાયરામાંથી ઉઠયા. તેમની પાછળ આખો ડાયરો પણ હડુડુ કરતો ઉઠયો. બેઠકમાંથી બધા બહાર આવ્યા, અને આશકરણજીએ શાહજાદાને પૂછયું "જુવાન! કયાં રે'વું?"

"ઠાકોર! રહેવું તો દિલ્હી."

"અહિં આવવાનું કંઇ પ્રયોજન?"

"કિસ્મત." શાહજાદાએ ઉત્તર આપ્યો.

"તો ભલે પધારો. અહિં અમારાથી બનશે તે તમારી ચાકરી ઉઠાવીશું"

"ઠાકોર! એતો મને રસ્તામાંથીજ લોકોએ કહ્યું હતું. મને ખાત્રી છે કે તમે મહાન પુરૂષ છો."

"પણ આપની ઓળખ આપશો?"

"હા, ઘણી ખુશીથી; હું દિલ્હીના બાદશાહ અકબરનો શાહજાદો છું. મારા પિતાશ્રી રીસાઇને મારા આ વફાદાર માણસો સાથે હું અહિં આશ્રય મેળવવા માટે આવ્યો છું. ઘણાં રજવાડાંઓ હું ફર્યો. બધેથી મને જાકારો મળ્યો છે. છેવટે તમારી કીર્તિ સાંભળીને હું અહિં આવ્યો છું."

"ભલે શાહજાદા. અહિં સુખેથી રહો. અમને મળશે તે લુખો સુકો રોટલો તમને પણ આપીશું."

"પણ ઠાકોર? પાછળ બાદશાહ અકબરશાહ છે. તેમના માણસો મારી શોધમાં છે. એટલે તમને બાદશાહનો ડર તો નહિ

લાગે ને ?" શાહજાદાએ આશકરણજીને કસવા માંડયા.

"શાહજાદા ! બાદશાહ ભલે દિલ્હીનો ધણી રહ્યો. અમે રાજપૂત છીએ, મરવું મારવું એ અમારા મન રમત વાત છે. અમોને મરતાં આવડે છે. અમારા આશ્રયે આવેલાનું અમે રાજપૂતો પ્રાણાન્તે પણ રક્ષણ કરીએ છીએ. માટે તમે અહિં નિર્ભય છો એમ માનજો. બાદશાહની મગદૂર નથી. કે તે તમોને અહિંથી પકડીને લઈ જાય."

"ધન્ય છે વીર પુરૂષ તને, ગુજરાતમાં પણ મર્દો છે ખરા, એની હવે મને ખાત્રી થઈ."

આમ વાતચીત કર્યા પછી આશકરણજીએ શાહજાદા અને તેના કાફલાને રહેવા માટેનો બંદોબસ્ત કરી દીધો.

આ વાતને મહિનાઓ વિત્યા. બાદશાહ અકબરશાહ તરફથી શાહજાદાની ખોજમાં ચારે તરફ માણસો તેને મનાવી લાવવા માટે રવાના થયાં. હતાં. તેમાંનો એક માણસ ફરતો ફરતો તરસંગમે આવ્યો. અને તેણે શાહી રૂકકો આશકરણજીને આપ્યો.

રૂકકો વાંચી આશકરણજી ઘણા ખુશ થયા. બાદશાહે શાહજાદાનું મનામણું કર્યું હતું. અને તેને દિલ્હી બોલાવ્યો હતો.

શાહી રૂકકો લઈ આશકરણજી શાહજાદા પાસે ગયા. અને તેને વધામણી આપી કે તમારૂં મનામણું થયું છે. અને દિલ્હીથી કાસદ તમોને તેડવા માટે આવ્યો છે.

આશકરણજીના શબ્દો સાંભળી શાહજાદો ઘણો ખુશ થયો. અને તેણે કહ્યું "ઠાકોર ? તમારો હું કેટલો ઉપકાર માનું ? મારે માટે તમે ખુબ જહેમત ઉઠાવી છે. હું તેનો બદલો દિલ્હી ગયા પછી જરૂર વાળી આપીશ."

"શાહજાદા ? મેં કંઇ બદલાની આશાએ તમોને આશ્રય નહોતો આપ્યો. અમારી રાજપૂતોની ફરજજ મેં તો બજાવી છે. એથી વિશેષ બીજું કંઈ મેં કર્યું નથી."

"પણ ઠાકોર ? તમારો ઉપકાર હું ભૂલી શકુ તેમ નથી. મારી તમારી પાસે એક નજીવી માગણી છે. તમે મારી એ માગણી ન સ્વીકારો ?"

"શાહજાદા ? તમારી માગણી યોગ્ય હશે તો હું જરૂર સ્વીકારીશ."

"બસ ઠાકોર ! ત્યારે મારી માગણી એટલીજ છે કે મારા દિલ્હી ગયા પછી હું આપને દિલ્હી બોલાવું તો આપ જરૂર એક વખત દિલ્હી આવી જજો; બસ મારી આટલીજ માગણી છે."

"શાહજાદા ! તમારી એવી ઇચ્છા છે તો જરૂર તમે યાદ કરશો તે વખતે હું દિલ્હી આવીશ."

પોતાની માગણી આશકરણજીએ સ્વિકારવાથી શાહજાદો ઘણો ખુશ થયો. તેણે આશકરણજીની રજા લીધી. અને તે દિલ્હીથી આવેલા કાસદ સાથે પોતાના માદર વતન તરફ ઉપડ્યો. આશકરણજી શાહજાદાને થોડે દૂર સુધી વળાવી આવ્યા, અને પછી બંને જણુ છૂટા પડ્યા.

દિલ્હી દરબારમાં શાહજાદો પાછો આવ્યાથી આજે ખુશાલી ફેલાઈ ગઇ હતી. અમીર ઉમરાવો શાહજાદાની ખબર અંતર પૂછતા હતા. ખુદ બાદશાહ સલામતે પણ શાહજાદાની પાસેથી તમામ હકીકત જાણી, અને બાદશાહ ઘણો ખુશ થયો.

દિલ્હીના આ કદરદાન અને જગ મશહુર બાદશાહ અકબરે શાહજાદાના કહેવાથી તેને આશ્રય આપનાર તરસંગમાના આશકરણજી પરમારને નજરે નીરખવા માટે અને તેની કદર કરવા દિલ્હી

બોલાવવા માટે એક સંદેશ વાહકને રૂક્કો આપીને તરસંગમા તરફ રવાના કર્યો.

આજના જમાના પેઠે તે વખતે રેલ્વે ન્હોતી કે માણસ ધારે તે વખતે ધારેલ્લે સ્થળે પહોંચી શકે. તે વખતે તો મુસાફરીઓ, ઘોડા, ઉંટ, બળદ, ગાડાં વિગેરેમાં થતી, અને ઘણે દિવસે ધારેલ સ્થળે પહોંચાતું.

દિલ્હીથી રવાના થયેલો કાસદ ઘણે દિવસે તરસંગમા આવી પહોંચ્યો, અને તેણે બાદશાહનો રૂક્કો આશકરણજીને સોંપ્યો.

બાદશાહી રૂક્કો વાંચી આશકરણજી ઘણા ખુશ થયા. અને તેમણે કાસદની સાથે દિલ્હી જવાની તૈયારીઓ કરવા માંડી.

થોડા દિવસોમાં તૈયારી કરી પછી આશકરણજી પોતાના ચુનંદા રાજપૂતોના એક નાનાશા કાફલાને લઇને કાસદની સાથે દિલ્હીના માર્ગે પડ્યા.

રસ્તામાં મુકામો કરતા કરતા આશકરણજી આખરે દિલ્હી પહોંચ્યા. દિલ્હીની જાહોજલાલી મોગલ બાદશાહોના વખતમાં અનેરી હતી. આશકરણજી દિલ્હીના મોગલ દરબારનો ભભકો જોઈ ખુશ ખુશ થઈ ગયા. શાહજાદાએ અને બાદશાહે આશકરણજીનું બહુ સન્માન કર્યું. અને બાદશાહે તેમને ભર દરબારમાં પોશાક તથા રાણાજીની માનભરી પદવી વંશપરંપરા આપી, તેમજ યોગ્ય કદર કરી.

શાહજાદાએ આશકરણજીને દિલ્હીમાં આગ્રહ કરીને ઘણા દિવસ રોક્યા. અને તેમની ખુબ મહેમાની કરી.

ઘણા દિવસ થઈ ગયા હોવાથી, આશકરણજીએ પોતાની રાજધાનીમાં જવાની શાહજાદા પાસે રજા માગી. કચવાતે મને શાહજાદાએ આશકરણજીને વિદાય આપી અને પોતાને, જ્યારે જરૂર પડે ત્યારે યાદ કરે એમ કહ્યું.

શાહજાદાની રજા લઈ આશકરણજીએ દિલ્હી છોડયું. અને પોતાના કાફલા સાથે તેઓ તરસંગમા આવી પહોંચ્યા.

તરસંગમાની પ્રજાએ પોતાના રાજવીનું ભારે સન્માન કર્યું. અને ત્યારથી આશકરણજી રાણાની માન ભરી પદવીથી સંબોધાવા લાગ્યા. અને ત્યારથી તે આજ સુધી આશકરણજીના વંશજો રાણાના નામથી સુપ્રસિદ્ધ છે.

આ આશકરણજી પછી તરસંગમાની ગાદી ઉપર રાણો વાઘ થયો. તેના પછી તેનો ભાઈ જયમલ તરસંગમાની ગાદી ઉપર આવ્યો. તેને ઈડરના રાવ સાથે લડાઈ થઈ તેમાં તે હારવાથી તેણે દાંતામાં ઈ સ. ૧૫૪૪માં નવી ગાદી સ્થાપી.

આ જયમલથી આઠમી પેઢીયે દાંતાની ગાદી ઉપર જગતસિંહ પરમાર થયા તેમના વખતમાં કાંકરેજના મેવાસી કોળીઓ આજુ-બાજુ લુંટફાટ કરતા હતા. દિવસો જતાં આ કોળીઓએ પોતાનું સંગઠન વધારી દીધું. અને પછી તો તેઓ નિરંકુશ બન્યા. અને જ્યાં ફાવ્યું ત્યાં લુંટફાટો કરવા લાગ્યા.

×　　×　　×　　×　　×　　×

વનવગડામાં ડુંગરોની ઝાડીમાં ઢોર ચરતાં હતાં. ગોવાળીયાઓ પાણીનાં વહેતા ઝરણાંને કાંઠે બેસી પાણીમાં છબછબીયાં કરતા હતા. બપોર થવાની તૈયારી હતી. એટલે ગોવાળોએ ધણને વનવગડા વચ્ચેના એક વિશાળ વડલાની છાયા નીચે આરામ આપવા માટે તગેડયું.

ધરાયેલાં ઢોરો ઝાડની છાયા નીચે બેસી વાગોળવા લાગ્યાં. ગોવાળો ઘેરથી લાવેલા રોટલા અને ડુંગળી ખાવા લાગ્યા. પછી ઝાડના થડને અઢેલીને તેમણે આરામ કરવા માંડયો.

જંગલના રખડપાટ અને થાકથી શાંત વાતાવરણમાં ગોવાળોની આંખ મળી ગઈ. જંગલના આ બાળકો નિરાંતજીવે ઉંઘવા લાગ્યા.

દૂર દૂરથી ધૂળના ગોટે ગોટા ઉડતા જણાતા હતા. માણસોનું એક જબ્બર ટોળું ધસમસ્યું જંગલમાંના એ એકાકી વડલાની છાયા નીચે ઓથ મેળવવા માટે આવી રહ્યું હતું.

આ કાફલો વડલાની નજીક આવ્યો કે ભડકીને ઢોર બધાં ઉભાં થઇ ગયાં. આરામ કરતા ગોવાળો ઢોરની ધમાચકડીથી જાગી ઉઠયા, અને તેમણે જોયું તો માણસોના એક વિશાળ કાફલાને હથીયારો તથા ઘોડાઓ સાથે જોયા.

આવા મોટા કાફલાને દેખીને ગોવાળોનાં હાંજાં ગગડી ગયાં. તેઓનાં મોં વિલાઈ ગયાં. અને તેઓ બિચારા પાંદડાની માફક ધ્રુજવા લાગ્યા.

કાફલાના નાયકે સત્તાવાહક અવાજે ગોવાળોને પૂછયું કે અલ્યા ઢોર કયાંનાં છે ?

“ બાપુ ! ઢોર રતનપર અને પુંજપરનાં છે.” ગોવાળોએ જવાબ આપ્યો.

“ અલ્યા એ ગામ કોના તાબાનાં છે ? ”

“ દાંતાના રાણા જગતસિંહબાપુના ”

“ ઠીક છે. અલ્યા ગોવાળો ! તમે જીવતા ઘર ભેગા થઇ જાઓ. અને તમારા રાણાને કહેજે કે મેવાસીઓ ઢોરોના ધણને હાંકી ગયા છે. તમારામાં પાણી હોય તો બાયડાની પાછળ આવજે.” આમ કહી કાફલાના નાયકે પોતાના માણસોને ઈશારત કરી, એટલે તેઓ ધણની આજુબાજુ ફરી વળ્યા, અને ધણને તેઓ હાંકીને રસ્તે પડયા.

ગોવાળો બિચારા પોતાનાં નિત્ય સહવાસી ઢોરોથી વિખુટા પડયા. અને ધા નાખતા તેઓ ગામમાં આવ્યા.

રતનપર અને પુંજપરની પ્રજા પોતાનું વહાલું ધન હરાઇ ગયાથી નિરાશ બની અને તે દાંતા, પોતાના રાજવી પાસે રાંવે ગઈ.

દાંતાના પ્રજાપાલક નૃપતિએ પોતાની વ્હાલી પ્રજાની વાત સાંભળી. અને તેને આશ્વાસન આપીને રવાના કરી અને તે પોતાના ચુનંદા રાજપૂત સૈનિકોને લઇને પ્રજાની વારે ચઢી નીકળ્યો.

(૨)

"ભાઇઓ! આજે આપણને સારા શુકન થયા લાગે છે. કારણ કે આમ વગર મહેનતે આપણને આવો સરસ શિકાર મળ્યો" ધણને હાંકી જતા કોળીઓના મોવડીએ કહ્યું.

"પણ આપણને આ શિકાર પચે એમ લાગતું નથી" એક કોળીએ શંકા બતાવી.

"કારણ!" મોવડીએ શંકા બતાવનાર કોળીને પ્રશ્ન કર્યો.

"કારણ એજ કે હમણાં દાંતાનો રાણો વ્હાર લઇને આપણને આંબી જશે."

"હત બાયલા? કોળી બચ્ચો થઇને આવો કાયર ક્યાંથી! આપણા આટલા બધા માણસોને મારીને રાણો આપણી પાસેથી ધણને પડાવી જશે?" મોવડી જરા ગુસ્સે થઇને તડૂક્યો.

શંકા બતાવનાર કોળી બીચારો ચુપ થઇ ગયો. તેને મનમાં થયું કે ભા જો ભેટી જાય તો એટાને ખરેખરી ખબર પડે.

વાતોચીતો કરતા કોળીયો ધણને હાંકીને નિર્ભયપણે ચાલ્યા જતા હતા. તેમને કોઇનો ડર ન્હોતો. જગતમાં પોતેજ ખરા શુરવીરો છે, એમ આ કોળી લોકો માનતા હતા.

અચાનક કોળીયોના મોવડીને કાને ઉંડે ઉંડેથી પવનની સાથે લ્હેરાઇને કોઇના પડકારવાનો અવાજ આવતો સંભળાયો.

માથા ફ્રટેલ આ કોળી સરદારે પોતાના તમામ કાફલાને ઉભા રહેવાનો હુકમ કર્યો. અને તેણે અવાજની દિશા તરફ મીટ માંડી.

દૂર દૂરથી તેણે ઘોડાંના એક નાનાશા કાફલાને પોતાની તરફ આવતો જોયો. સૂર્યના તાપમાં આ ઘોડેસ્વારોનાં ભાલાં ચળકતાં હતાં. પુરપાટ ગતિએ આ કાફલો કોળીઓ તરફ જઈ રહ્યો હતો.

કોળી લોકો જાણી ગયા કે દાંતાની વા'ર છે, એટલે તેઓ સાવધ બન્યા. અને તેમણે પોતપોતાનાં હથિયારો સંભાળ્યાં.

થોડીક ક્ષણમાં તો રાણો જગતસિંહ અને તેમના માણસો કોળીઓને આંબી ગયા. અને રાણાજીએ પડકાર કર્યો "બાયલાઓ ! આમ ચોરી છૂપીથી ધણને લઇ જવામાં તમારી બહાદુરી કહેવાય નહિ. બાકી સામી છાતીએ જ્યારે તલવરાના ઝાટકા ઝીલો ત્યારેજ તમને મર્દ વખાણું. હરામ ખોરો ! ધણને મૂકી અહીંથી એકદમ ચાલ્યા જાઓ, નહિ તો એક પણ કોળીને જીવતો નહિ છોડું."

રાણાજીના આ શબ્દોની અસર કોળીઓ ઉપર ન થઇ. કોળીઓનો આગેવાન રાણાજીના શબ્દો સાંભળીને હસી પડયો.

કોળીઓના સરદારનું આવું વર્તન જોઇને રાણા જગતસિંહને રૂંવે રૂંવે ઝાળ વ્યાપી. અને તેમણે "જય અંબે" ના નાદ સાથે કોળીયા ઉપર ઝંપલાવ્યું. રાણાજીના સામંતોએ તેમનું અનુકરણ કર્યું.

**મોટા સાઢા** આગળ આમ રાજપૂતો અને કોળીયો વચ્ચે જંગ મંડાયો.

મારો! કાપો! ના નાદથી વાતાવરણ ધ્રુજી ઉઠયું. મરણીયા રજપૂતો પોતાના જીવનની પણ દરકાર કર્યા વિના જંગ ખેલી રહ્યા હતા, અને કોળીયોનો સંહાર કરતા હતા.

રાણાજીના સૈનિકોનો આગેવાન ભીખો ભટ્ટી જમાદાર આખા શરીરે ઘામાં વેતરાઇ ગયો હતો. છતાં તે કોળીયોનો સોથ વાળી રહ્યો હતો. રાજપૂતોએ કમાલ કરી કોળીયોના એવડા મોટા ધાડામાંથી લગભગ અડધો અડધ કોળીયોને યમસદન પહોંચાડી દીધા.

કોળીયોનો સરદાર પળમાં મામલો સમજી ગયો. તેણે પોતાના વધેલા માણસોને ઇશારત કરી એટલે વધેલા કોળીયો ધણને મૂકીને નાસવા લાગ્યા.

ભાગતા શત્રુની પાછળ રાજપૂતો કદી પણ જતા નથી એટલે કોળીયો સહીસલામત છટકી ગયા.

રાણાજીનો વિજય થયો. તેઓ મલકાતે મુખે પોતાની પ્રજાના માલને લઇને પાછા વળ્યા.

રતનપર અને પુંજપરની પ્રજા પોતાનાં ઢોરોને પાછાં આવેલાં જોઇ ઘણી હર્ષવાન બની અને પોતાના આવા પ્રજાપાલક રાજવીને હજારો આશીર્વાદ આપવા લાગી.

(૩)

" ભીખા ભટ્ટી હવે તને કેમ છે ? "

" અન્નદાતા ? ઠીક છે. દીવસે દીવસે હવે આરામ થતો જાય છે. "

" ભીખા ભટ્ટી ? કોળીયો સાથેના ધીંગાણામાં તેં બતાવેલી બહાદૂરી ખરેખર પ્રશંસનીય છે. તારી બહાદૂરી અને વીરતા જોઇ હું ઘણો ખુશ થયો છું. "

" અન્નદાતા ? મેં તો મારી ફરજ બજાવી છે. આપનું લૂણ રગે રગ ભર્યું છે, એટલે ખપી ગયો હોત તો પણ મને પરવા નહોતી"

"ભીખા ! એતો તારી ખાનદાની છે. તારા જેવો વફાદારજ આવા શબ્દો ઉચ્ચારી શકે. ધન્ય છે તારી જનેતાને"

કોળીયો સાથે ધીંગાણામાં ઘાયલ થયેલો ભીખો ભટ્ટી પડદે હતો. રાણાજીનો તે ખાસ માનીતો અને વિશ્વાસુ સામંત હતો. એટલે રાણાજી તેની ખબર જોવા અવાર નવાર તેને ત્યાં જતા.

થોડા રોજમાં ભીખા ભટ્ટીના ઘા રૂઝાઇ ગયા, અને તે હરવા ફરવા લાગ્યો.

આજે દાંતાના દરબાર ગઢમાં માણસો ચિકાર ભરાઈ ગયાં હતાં. દરબારીઓ કામની ધમાલમાં પડયા હતા. વખત થતાં રાણાજી દરબારમાં પધાર્યા. ભીખો ભટ્ટી રાણાજીની સાથે હતો.

બધા દરબારીઓએ ઉભા થઈ માન આપ્યું અને પછી શાન્તિ સ્થપાઇ.

પ્રથમ બારોટે ઉભા થઈ પોતાના બુલંદ અવાજે લલકાર્યું.

( સોરઠા )

દુશ્મન દરતાં દંછક, દેખી તુજ તલવારને;
એવો તું શુરવીર, પરમારોના વંશમાં.
વીર એવો દાતાર, પરમારોના છત્ર તું;
જગતસિંહ સુજ્ઞત, ગુણીયલગઢ દાંતા ધણી.
કદરદાન તું રાજ, સાચો હીરા પારખુ;
સાચાં મૂલ મૂલવાય, તારે દ્વારે રાજવી.

"વાહ બારોટજી વાહ. રંગ છે તમારી કવિત્વ શક્તિને" એક સાથે બધા દરબારીઓના મોઢામાંથી શબ્દો સરી પડ્યા. ખુદ રાણાજીએ પણ બારોટની બોલવાની છટાથી પોતાની ખુશાલી જાહેર કરી.

" અન્નદાતા ? અમે તો દેવી પુત્ર અમારી જીભે સાક્ષાત્ સરસ્વતિનો વાસ રહ્યો એટલે કવિતા કરવી એ અમારે મન સે'જ વાત છે. તેમાં ખરાને ખરૂં કહેવું એતો અમારી પરાપૂર્વની આદત છે."

બારોટની બીરદાવળી પુરી થયા પછી રાણાજીએ બધા દરબારીઓને ઉદ્દેશીને કહ્યું "મારા વ્હાલા સામંતો ? અને મારા વ્હાલા પ્રજાજનો, આજનો ખાસ દરબાર ભરવાનું કારણ તમોને જણાવતાં મને ઘણોજ આનંદ થાય છે. આજનો દરબાર ભરવાનું કારણ એ છે કે કાંકરેજના મેવાસી કોળીઓએ આપણા ધણનું હરણ કર્યું હતું. તે વાતથી બધા વાકેફ છે. એ કોળીયો પાસેથી આપણા ધણને પાછું વાળવા હું વા'ર લઇ ચડયો હતો. તેમાં મારી સાથે બીખો ભટ્ટી જમાદાર પણ હતો.

કાંકરેજના એ કોળીયો સાથે થયેલા ધીંગાણામાં બીખા ભટ્ટીએ બતાવેલી બહાદુરી જોઇ હું ઘણોજ ખુશ થયો છું. તેના શરીરે સેંકડો ઘા પડયા છતાં લોહી નિંગળતે શરીરે તેણે જાનની પણ પરવા કર્યા સિવાય તે કોળીયોની સાથે ઝૂઝયો હતો. તેણે તેની નિમકહલાલી તે વખતે સાબીત કરી બતાવી હતી. અને તેથી યોગ્ય માણસની યોગ્ય કદર કરવા આજનો દરબાર ભરવામાં આવ્યો છે."

આમ બોલી રાણાજીએ એક હજુરીયાને ઇશારત કરી એટલે હજુરીયો પોશાક તથા સોનાનાં કડાં લઇને રાણાજી સમક્ષ હાજર થયો.

રાણાજીએ બીખા ભટ્ટીને પોતાની પાસે બોલાવીને સોનાનાં કડાં તથા પોશાક આપ્યો. અને એક ઉમદા ઘોડો બક્ષિસ કર્યો. અને બારોટને પણ મન માનતું ઇનામ આપી સંતોષ્યા.

ભરદરબારમાં બીખા ભટ્ટીની આવી કદર થયેલી જોઇને તમામ દરબારીઓ પોતાના રાજવીની ઉદારતા જોઇ ઘણા ખુશ થયા, અને તેમની પ્રશંસા કરવા લાગ્યા.

ચોપદારે નેકી પોકારી અને દરબાર બરખાસ્ત થયો.

૪

રાણાજીને હવે ઘડપણ કળાવા લાગ્યું. તેમને સંતાનમાં કંઇ નહોતું, એટલે ગાદી વારસ માટે તેમને ચિંતા થવા લાગી. તેમના ભાઈ નહારસિંહજીને બે પુત્રો હતા. તેમાંથી તેમણે એકને ખોળે લેવાનો વિચાર કર્યો. પણ નહારસિંહજીએ માન્યું નહિ. આથી રાણાજી ચિંતાગ્રસ્ત રહેવા લાગ્યા.

આ પછી તો રાજખટપટ વધી ગઇ. રાણાજીના કારભારીનું ખુન થયું. અને રાણાજીનું મન પણ હવે પ્રભુ ભક્તિમાં પરોવાયું. આથી રાજમાં અરાજકતા વધી ગઇ. લોકોએ રાણાજીને વિનંતી કરી એટલે પાછો તેમણે રાજકારભારમાં જીવ પરોવ્યો.

વૃદ્ધ શરીર અને કામના બોજાને લઇને રાણાજીનું શરીર દિવસે દિવસે ક્ષીણ થતું ચાલ્યું, તેમને જીર્ણજ્વર લાગુ પડયો.

રાણાજીના બંધુ નહારસિંહજીએ તેમની ઘણી સારવાર કરી પણ કંઇ કામ ન આવી. રાણાજીનો મંદવાડ જીવલેણ નીવડયો. રાણાજી જગતસિંહજી એક મહિનાની માંદગી ભોગવી સવંત ૧૮૭૯માં દેવલોક પામ્યા; તેમનો આત્મા વીરગતિને પામ્યો.

રાણાજીના મરણથી દાંતાની તમામ પ્રજામાં શોક વ્યાપી ગયો. આવો પરોપકારી અને ઉદાર દીલ રાજવી ગુમાવ્યાથી દાંતાની પ્રજા રંડાણી. ઘણા દિવસ સુધી લોકોએ રાણાજીનો શોક પાળ્યો.

રાણાજીના મરણ પછી દાંતાની ગાદી ઉપર તેમના ભાઇ નહારસિંહજી બેઠા.

નહારસિંહજી પણ રાણા જગતસિંહ જેવાજ પરોપકારી અને વીર પુરૂષ હતા. દાંતાની ગાદી ઉપર આરૂઢ થયા પછી તેમણે રાજ્યમાં યોગ્ય સુધારા વધારા કર્યા, અને તોફાની લોકોને નસીયત

ફરી પોતાનો દાબ બેસાર્યો, અને પોતાનું રાજ્ય તેઓ સુવ્યવસ્થિત પણે ચલાવવા લાગ્યા.

આ દાંતાને હાલ ભવાનગઢ પણ કહેવામાં આવે છે. કારણ કે ભવાનસિંહજી સાહેબ બહાદુર દાંતાના રાજ્ય કર્તા હતા. તેમના નામ ઉપરથી ભવાનગઢ એવું નામ દાંતાને આપવામાં આવ્યું છે.

દાંતાની ચારે બાજુ ગગન ચુંબીત ડુંગરોની હારની હારો લાગેલી છે. અને વચ્ચે દાંતા આવેલું છે. જગપ્રસિદ્ધ માતાજી અંબાજીનું સ્થાન પણ દાંતાની સરહદમાં છે. દૂર દૂરના સેંકડો યાત્રાળુઓ અને પ્રવાસીઓ આબુરોડથી આ આદ્યશક્તિ અંબા-ભવાનીના દર્શને જાય છે.

યાત્રાળુઓ માટે દાંતાના રાણાજી તરફથી ચોકીદારો વિગેરેનો સારો બંદોબસ્ત છે. દાંતા જવા માટે પાલનપુરથી મોટરમાં પણ જવાય છે. તેમજ આબુરોડથી પણ જવાય છે.

જગતના ઓ પ્રવાસી ? કુદરતની સૃષ્ટિ સૌંદર્ય અને ગીરિ-માળાઓથી છવાયેલા આ રમ્ય પ્રદેશ દાંતાની મુલાકાત તું જરૂર એક વખત લેજે. તને એમ જરૂર લાગશે કે હું કોઈ દિવ્ય ભૂમિકામાં છું.

દાંતાની ગાદી ઉપર અત્યારે હાલ રાણાજી જગતસિંહજીના વંશજોનું રાજ્ય છે. અને અદ્યાપી તેઓ રાણાજીની માનભરી પદવીથી વિભૂષિત છે.

**વંદન હો રાણા જગતસિંહ જેવા વીર નરને !!**

(૧)

હિંદુઓનો પવિત્ર શ્રાવણ માસ ચાલતો હતો. ગુજરાતના દેવમંદિરોમાં દૂર દૂરથી કેટલાય બ્રાહ્મણો પાર્થિવપૂજન કરવા માટે આવતા. ચીકણી માટીમાંથી ગારાના ગણપતિ અને શંકર બનાવી એક પાટલા ઉપર ગોઠવી તેની આજુબાજુ ગારાના નાના નાના ગણો ગોઠવીને આ પાર્થેશ્વરો આમ ભાવિક લોકોમાં ધર્મ ભાવના ઉત્પન્ન કરી પોતાનું ગુજરાન ચલાવતા. શ્રાવણ માસ ઉતરતાં પાછા તેઓ પોતાને વતન ચાલ્યા જતા. અને બીજે વર્ષે જે તે ગામ-માંથી સારૂં ઉત્પન્ન થયું હોય તો પાછા તેજ ગામે અડ્ડો લગાવતા.

આવા પવિત્ર શ્રાવણ માસના એક દિવસે એક આધેડ ઉમરનો બ્રાહ્મણ પોતાની પુત્રીને લઇને ભિક્ષાર્થે ફરતો ફરતો એક ગામથી બીજે ગામ જતો હતો.

“ બેટા ! આપણે રસ્તો તો ભૂલ્યા નથી ને ? ” બ્રાહ્મણે પોતાની પુત્રીને ચાલતાં ચાલતાં પ્રશ્ન કર્યો.

“ ના બાપુ ! આપણે ખરે રસ્તેજ છીએ. પેલા ઢોર ચારતા ગોવાળને આપણે પૂછીશું કે ગામ હવે કેટલે દૂર છે. ”

“ વારૂ બેટા ” કહી બ્રાહ્મણે પોતાના થાકેલા પગોને વેગ આપવા પ્રયત્ન કર્યો.

વર્ષાઋતુ હોવાથી બારીયાનું આખું જંગલ લીલુંછમ બની ગયું હતું. ઉનાળે ખાવા ધાતા વિંધ્ય પર્વતોની એ હારમાળા અત્યારે લીલો સાળુ સજીને ઉભી હતી. માથાળુડ ઘાસ પવનની આછી આછી લ્હેરીયોથી લ્હેરાતું હતું. પક્ષીઓ કિલ્લોલ કરી રહ્યાં હતાં. દૂર દૂર ડુંગરની ધારે ગોવાળો પોતાનાં ઢોરને ચારી રહ્યા હતા. બધે નીરવ શાંતિ છવાઈ હતી. આકાશમાં વાદળોની દોડાદોડી થતી હતી. ક્વચિત્ ક્વચિત્ વરસાદના છાંટા પણ પડતા હતા. આવે વખતે જંગલની શાંતિનો ભંગ કરતાં બ્રાહ્મણ અને તેની પુત્રી જંગલની એક એકલ ચાલી જતી કેડીયે માર્ગ કાપી રહ્યાં હતાં.

કેડીની નજીક થઇને એક નાનું ઝરણું આગળ વહી જતું હતું. શાંત જંગલમાં ખળખળ અવાજ કરતું ઝરણું આગળ વહી જતું હતું. તેને કાંઠે એક ગોવાળ પોતાના ધણને પાણી પાતો લાકડીનો ટેકો લઇને ઉભો હતો.

બ્રાહ્મણ બાળાએ ગોવાળને પ્રશ્ન કર્યો. " ભાઇ ? અમારે રાજપુર જવું છે. તે હવે કેટલે દૂર હશે ? "

" હવે બે ખેતરવાજ દૂર છે. આ ઝાડી વટાવશો કે ગામ ભળાશે. ક્યાં રે'વુ ? "

" ભાઈ ! રે'વું તો આમ દૂર દૂર, પણ બારીયાથી આવીએ છીએ. " બ્રાહ્મણે ગોવાળના પ્રશ્નનો ખુલાસો કર્યો. અને બંને બાપ દીકરી આગળ વધ્યાં.

અબુધ ગોવાળ આ ચાલ્યાં જતાં પન્થીને જોઈ રહ્યો. અને તેના મોંઢામાંથી નિઃશ્વાસ સાથે શબ્દો સરી પડયા. " ગરીબ બિચારા!"

સંધ્યા ખીલતી હતી. દેવમંદિરોની ઝાલર ઉપર આરતીના ડંકા પડયા તેવે ટાણે આ બંને બાપ દીકરીએ રાજપુરમાં પ્રવેશ કર્યો.

(૨)

પંચમહાલ જીલ્લામાં સંજેલી નામનું સંસ્થાન આવેલું છે. આ સંસ્થાનની પાસે રાજપુરની પંચાવન ગામડાંની ઠકરાત આવેલી હતી. આ ઠકરાતનો ધણી સુરસિંહ જાતે ભીલ હતો. તે બહાદુર અને વીર પુરૂષ હતો. સુંથરામપુર, દેવગઢબારીયા, સંજેલી જેવાં મોટાં મોટાં રજપુત સંસ્થાનની વચ્ચે કોઈ એકલ વીર શો સુરસિંહ ઠાકોર પોતાની ઠકરાત જમાવીને પડ્યો હતો. આજુબાજુના રજપુત રાજ્યોનો ડોળો રાજપુર ઉપર હતો. પરંતુ સુરસિંહની આગળ તેઓ ફાવી શકે તેમ ન્હોતા. એટલે નિરૂપાયે તેઓ બેસી રહ્યા હતા. આ વખતે તલવાર યુગ ઝળહળતો હતો. કાંડાના જોરે રાજાઓ પોતાના રાજ્યનો વિસ્તાર વધારતા. તે વખતે બળીયાના બે ભાગ હતા. અને નબળો માર સહન કરી પોતાનો મુલક છોડી દેતો હતો. અને એ બળીયાઓની ઓથમાં રહી જીવન ગુજારતા હતા. કેક ઠેકાણે નાની ટુકડીઓ ફરતી. અને હલ્લાઓ થતા.

આવા બારીક સમયમાં પણ સુરસિંહે પોતાની તલવારના જોરે રાજપુરની ગાદીને ટકાવી રાખી હતી. તેની ધાકથી મોટા રાજા મહારાજાઓ પણ થરથરતા હતા. અને બધા તેની સાથે મિત્રાચારીનો સંબંધ રાખતા. આવો મર્દ અને વીર પુરૂષ સુરસિંહ હતો.

વર્ષો વીત્યાં સુરસિંહ વૃદ્ધ થયો. અને તેનું શરીર લથડી પડયું. તેણે પોતાના યુવરાજ ડુંગરસિંહને બોલાવ્યો, અને તેને કહ્યું “ બેટા ? જો મેં તલવારના જોરે રાજપુરની ગાદી મેળવી હતી. અને આ પંચાવન ગામડાંની નાની ઠકરાત આ સિંહો વચ્ચે રહીને મેં સાચવી રાખી હતી. મારૂં મરણ હવે નજીક કળાય છે. મારા મરણ પછી તું આ ગાદીનો વારસ થઈશ. તારા બાપની આબરૂ

સાચવીને આ દકરાતને તું સંભાળી રાખજે. કુલાંગાર થઈશ નહીં. જા બેટા મારા વૃદ્ધના આટલા શબ્દો છે."

પોતાના પિતાના શબ્દો સાંભળી ડુંગરસિંહ કહ્યું કે બાપુ ! આપ ફીકર કરશો નહિ. આપની સંપાદન કરેલી દકરાતને હું સાચવી રાખીશ, અને તેમાં વધારો કરીશ. આમ કહી તે ચાલ્યો ગયો.

થોડા દિવસો પછી સુરસિંહે દેહ તજ્યો. રાજપુરની ગાદી ઉપર ડુંગરસિંહ આવ્યો.

રાજપુરના આ યુવાન રાજવીએ થોડા દિવસ તો રાજપુરનો કારભાર સુવ્યવસ્થિત રીતે ચલાવ્યો. પણ તેના કારભારી શામળીયાની સોબતથી તે બગડયો.

પોતાના યુવાન રાજવીને શામળીયાએ સુંદરી અને શરાબની ખરાબ લતે ચઢાવી દીધો. અને રાજ્યનો કર્તા હર્તા શામળીયો થઈ પડયો. ડુંગરસિંહ તો નામનો રાજા રહ્યો.

પ્રજાજનોની રૂપાળી વહુ દીકરીઓને શામળીયો પકડી મંગાવતો, અને દરબારગઢમાં પછી તો રંગરાગ ઉડતા. દારૂના નિશામાં ડુંગરસિંહ ચકચૂર બનતો. અને પછી સુંદરીઓ સાથે મોજ ઉડાવતો.

રાજપુરની પ્રજા ડુંગરસિંહના આ જુલ્મથી કંટાળી ગઈ. કંઈક કુટુંબો આબરૂ બચાવવાની ખાતર પર હદમાં જઈ વસ્યાં. આજુબાજુના મુલકમાં પણ ડુંગરસિંહના આ જુલ્મીપણાની વાત ફેલાઈ ગઈ. રાજપુરના ફરતાં રજપુત રાજ્યોનો ડોળો હવે રાજપુર ઉપર ભમવા લાગ્યો. અને યોગ્ય સમયની રાહ તેઓ જોવા લાગ્યા.

સુરસિંહે જમાવેલી આબરૂ અને કીર્તિને ડુંગરસિંહે બટ્ટો લગાડયો. તે ખરેખર કુલાંગાર પાકયો.

(૩)

વાડકી વાડકી ખીચડી અને પૈસા ભાર ઘી,
લાડુનું તો કહેતા નથી રામ રામજી.

એક આધેડ ઉંમરનો બ્રાહ્મણ રાજપુરની શેરીએ શેરીએ ફરીને ઉપર અભાગે ટહેલ નાખી રહ્યો હતો. ગામમાં ધાર્મિક નરનારીઓ આ બ્રાહ્મણને મુઠી દાળ ચોખા કે ચપટી આટો આપતાં. બપોર સુધી ગામમાં શેરીએ શેરીએ રખડી જે કંઈ મળ્યું હોય તે લઇને આ બ્રાહ્મણ ગામ બહારના શિવમંદિરે જતો અને ત્યાં જઈ તે પોતાની પુત્રી આગળ ઝોળી ઠાલવતો.

બ્રાહ્મણની પુત્રી માગી લાવેલી આ વસ્તુઓમાંથી સાફસુફ કરીને રોટલા અને ખીચડી બનાવતી. અને કોઇકે કંઇક શાક આપ્યું હોય તો તેમાંથી શાક બનાવતી. બાપ દીકરી બંને જણ સાથે બેસીને આનંદથી આ લુખો સુકો રોટલો જમતાં, અને એમ એમના દિવસો વીતતા હતા.

આજે શ્રાવણ માસનો સોમવાર હતો. શિવમંદિરે આજે લોકો દર્શને આવતાં હોવાથી બ્રાહ્મણ કન્યા શિવમંદિરમાં પૂજા કરતી હતી.

ડુંગરસિંહનો કારભારી શામળીયો આજે આ શિવમંદિરે દર્શન કરવા માટે આવ્યો હતો. આ વખતે માણસોની અવર જવર શિવમંદિરે ઓછી થઇ હતી. બ્રાહ્મણ કન્યા શિવમંદિરમાં કોઈ દેવાંગના સમ શોભતી હતી. તેના મોંઢામાંથી હરહર મહાદેવના ઘેરા શબ્દો ગુંજતા હતા. માથાના કેશ તેની પીઠ પાછળ છૂટા મૂકેલા ઝુલતા હતા. સફેદ સાળુમાં ઢાંકેલી તેની દેહલતા તેના ગૌરવર્ણા શરીરને વધુ સુંદર બનાવતી હતી. તેની આંખોનાં પોપચાં બીડેલા કમળનાં જેમ હતાં. બંને હાથને જોડીને તે શિવલિંગ સામે ઉભી હતી.

શામળીઓ શિવમંદિરમાં પેસતાંજ તેની નજર આ બાળા ઉપર પડી. તે સ્તબ્ધ બની ગયો. આવું સૌંદર્ય તેણે તેના જીવનભરમાં જોયું

ન્હોતું. તેની આંખો પાષાણુની પ્રતિમા જેમ આ સૌંદર્યમૂર્તિ પર ચોંટી રહી

પ્રાર્થના પુરી કરી બાળા શિવમંદિરમાંથી બહાર પોતાના રહેઠાણે ચાલી ગઇ. શામળીયો તો ત્યાંને ત્યાંજ જડાઇ ગયો. કેટલીય વાર પછી તે શિવમંદિરની બહાર નીકળ્યો. અને ભગ્ન હ્રદયે શિવાલય તરફ એક નજર નાખી ચાલ્યો ગયો.

શામળીયાને હવે કંઇ ચેન પડતું નથી. તેની આંખો તો શિવાલય માથે જડાઈ ગઈ છે. તેણે પોતાના એક વિશ્વાસુ અનુચરને શિવાલયમાં ખબર કાઢવા મોકલ્યો કે એ બાળા કોણ છે !

થોડીવાર પછી અનુચરે આવી તેને ખબર આપી કે આપણા ગામમાં પેલો ટહેલ નાખે છે તે બ્રાહ્મણની તે પુત્રી છે. બને બાપ દિકરીજ છે.

અનુચરના શબ્દો સાંભળી તે ખુશ થયો. અને પોતાના મનમાં તે બાજી ગોઠવવા લાગ્યો. ગમે તે ભોગે આ બ્રાહ્મણ કન્યાને તે પોતાના ઘરમાં બેસાડવાના મનસુબા ઘડવા લાગ્યો. અને ઠાકોરની નજરે આ શિકાર ન ચઢી જાય તેની તે તકેદારી રાખવા લાગ્યો.

એક દિવસે શિવમંદિરમાં આવી બ્રાહ્મણને કારભારીના અનુચરે કહ્યું કે મહારાજ તમોને કારભારીજી બોલાવે છે.

અનુચરના શબ્દો સાંભળી ગરીબ બિચારો બ્રાહ્મણ ગભરાતો તેની સાથે ચાલી નીકળ્યો.

શામળીયો એક તકીયાને અઢેલીને બેઠો બેઠો હુક્કો પી રહ્યો હતો. ત્યાં અનુચરે બ્રાહ્મણ સાથે પ્રવેશ કર્યો.

બ્રાહ્મણે શામળીયાને આશીર્વાદ આપ્યા. અને પોતાને બોલાવવાનું કારણ પૂછ્યું.

" મહારાજ ? ક્યાં રે'વું ? "

" બાપુ ? રહેવું તો આમ દૂર દૂર ગુજરાત તરફ, આ પેટને માટે ગામેગામ રખડીયે છીએ. "

" તમે એકલાજ છો. ? "

" ના બાપુ ભેગી મારી દીકરી પણ છે. "

" મહારાજ ? તમે રાજપુરમાં આવ્યા તે બહુ ભૂલ કરી છે."

" કેમ બાપુ ? "

" અહીંના અમારા ઠાકોરની વાત તમે નહિ સાંભળી હોય. "

" બાપુ ? મેં સાંભળી તો છે, પણ બ્રાહ્મણ અને ગાય ક્ષત્રીયને પૂજ્ય છે, એટલે હું નિશ્ચિંત છું, અને વળી અમારે વધુ વખત ક્યાં અહિ રહેવું છે ? આ શ્રાવણ માસ ઉતરશે એટલે અમો સંજેલી ભેગાં થઇશું "

" મહારાજ ? તમે ભિક્ષુક રહ્યા એટલે તમારી બુદ્ધિ કેટલી ? અમારા ઠાકોરના ગુપ્તચરો ચારે બાજુએ ફરે છે. તેને તો બ્રાહ્મણ શું ને ગાય શું બધુંય સરખું છે. શિવમંદિરમાં તમે ન હો અને માણસો એ એકાંત જગ્યામાંથી બિચારી એ ગભરૂ બાળાને ઉઠાવી જાય તો તમો શું કરો એમ છો ? હું જરા ધર્મિષ્ઠ અને પરોપકારી વૃત્તિ-વાળો છું. ઠાકોરની આ બુરી આદત છોડાવવા મેં ઘણા પ્રયત્નો કર્યા પણ મારૂં કહ્યું માનતો નથી. બિચારી કેટલીય ગભરૂ બાળા-ઓનાં શિયળ મેં બચાવ્યાં છે. તમે પરદેશી અને અજાણ્યા છો તેથી તમોને ચેતાવવા જોઇએ. અને તે માટેજ મેં તમોને અહિં બોલાવ્યા છે. "

" ત્યારે બાપુ ? આમાંથી બચવાનો કંઇ રસ્તો બતાવો તો આપનો ઉપકાર થશે. ભગવાન આપનું ભલું કરશે. "

" મહારાજ ? જુઓ, આ ઘર તમારૂંજ માનજો. આ મારા રહેઠાણની નજીકના ઘરમાં રહો, અને ગામમાં ટહેલ નાંખો. મારા

ત્યાંથી રો. ૪ પાકું સીધું લઈ જાઓ અને શ્રાવણ માસ ઉતરતાં તમે તમારે સુખેથી પછી ચાલ્યા જજો. ઠાકોરની મગદૂર નથી કે તે અહિં જોઈ શકે.

શામળીયાના શબ્દો સાંભળી ભોળો બ્રાહ્મણ બિચારો રાજી થયો. અને તે શિવમંદિરમાંથી પોતાનું રહેઠાણ ખસેડીને કારભારીની છાયામાં આવીને રહ્યો.

શામળીયાને પોતાનો પાસો સીધો પડતો લાગ્યો. ધીમે ધીમે બ્રાહ્મણનું કાટલું દૂર કરી આ સૌંદર્યમૂર્તિને પોતાની કરવાનો ઘાટ તે ઘડવા લાગ્યો. તેની ખુશાલીનો હવે પાર રહ્યો નહિ. સ્વર્ગ તેને હવે બે તસુ દૂર લાગ્યું.

માણસ ધારે છે કંઇ અને કુદરત કરે છે કંઈ. શામળીયાની ધારેલી ઇચ્છા પાર પડી નહિ. વા વાતને લઇ ગયો. ડુંગરસિંહને ખબર પડી કે એક રૂપાળી બ્રાહ્મણ કન્યાને શામળીયો પોતાની કરવા માગે છે, એટલે તેને ક્રોધ ચઢયો. પોતાથી શામળીયો આમ છૂપી રમત રમે છે તે ડુંગરસિંહને પાલવે તેમ નહોતું. એટલે તેણે પોતાના માર્ગમાંથી આ કાંટાને દૂર કરી બ્રાહ્મણ કન્યાને પોતાની કરવાનો વિચાર નક્કી કર્યો.

થોડા દિવસો પછી ડુંગરસિંહ શિકારની સહેલગાહે ઉપડયો. સાથે તેણે શામળીયાને પણ લીધો.

રાજપુરથી દૂર દૂર જંગલમાં ડુંગરસિંહે અને શામળીયાએ શિકારની પાછળ પોતાના ઘોડાઓને દોડાવી મૂકયા. તેમની સાથેના માણસો તેમનાથી પાછળ રહી ગયા.

દૂર દૂર ડુંગરોની ઝાળીમાં એક વંકી જગ્યાએ આવી ડુંગરસિંહે પોતાના ઘોડાને થંભાવ્યો.

" કેમ કારભારીજી ? મારૂંજ લુણ ખાંઈ મારીજ સાથે દગો રમો છો ? " ડુંગરસિંહે શામળીયાને પ્રશ્ન કર્યો.

" અન્નદાતા ? એમ કેમ બોલો છો ? આપ ગાદી ઉપર આવ્યા ત્યારથી આ શામળીઓ આપને વફાદાર રહ્યો છે. કોઇપણ દિવસ આપની સાથે દગલબાજી કરવાના વિચાર સુદ્ધાંતને પણ મેં સેવ્યો નથી, તો પછી દગો કરવાની તો વાતજ શી ? "

" કારભારીજી ? એ બધી ડાહી ડાહી વાતો હવે જવા દયો. પેલી બ્રાહ્મણ કન્યા સાથે હવે ક્યારે ઘરસંસાર શરૂ કરવાના છો ?"

ડુંગરસિંહના આ શબ્દો સાંભળી શામળીયાના મોતીયા મરી ગયા. તેને મૃત્યુ હવે નજીક આવેલું દેખાયું. કારણ કે ડુંગરસિંહના મનમાં ઠસેલી વાત કઢાવવી એ અશક્ય હતું. એટલે તે ગેંગેં ફેંફેં કરવા લાગ્યો. અને બોલ્યો કે અન્નદાતા મારી ભૂલ થઇ મને માફ કરો. પણ ડુંગરસિંહ માફ કરે એવો ન્હોતો એણે શામળીયાને ઠેકાણે કરવા માટેજ આ શિકારની યોજના ઘડી હતી. અને પોતાના સાથીઓથી વીખુટા પડવાનું કારણ પણ આજ હતું.

અંતે શામળીયાના કાલાવાલા નહિ ગણકારતાં ડુંગરસિંહે તલવારના એકજ ઝાટકાથી શામળીયાનું માથું ધડથી જુદુ કરી નાખ્યું. અને તે ઘોડા ઉપર બેસી ચાલી નીકળ્યો. અને પોતાના માણસોને જઇ મળ્યો.

બીજે દિવસે આખા રાજપુરમાં વાત ચાલી કે કારભારીજી શિકાર ખેલતાં એક વાઘના ઝપાટામાં આવી ગયા અને વાઘે તેમને મારી નાંખ્યા. પણ જાણકારો કહેતા કે રાજખટપટથી કારભારીનું ખુન થયું છે.

કારભારીના મરણને બીજે દિવસે ડુંગરસિંહના હજુરીઆઓ ઉંઘતી બ્રાહ્મણ બાળાને દરબારગઢમાં ઉઠાવી ગયા.

સવાર થયું અને બ્રાહ્મણે જોયું તો પોતાની પુત્રીની પથારી ખાલી દેખી. તેના અંતરમાં ધ્રાસકો પડયો. તે બેબાકળો બની ગામમાં દોડયો.

ગામના એક બે ડરેલ વૃદ્ધોએ બ્રાહ્મણને કહ્યું કે મહારાજ ! તમારી પુત્રી દરબારગઢમાં પહોંચી ગઈ, તમારે હાથ આવવી તે હવે મુશ્કેલ છે. છતાં બ્રાહ્મણે આશા છોડી નહિ. તે દરબારગઢ આગળ ધા નાખતો ગયો કે, મને મારી પુત્રી પાછી આપો.

ઠાકોરના નોકરે તેને હડધુત કરીને કાઢી મૂકયો. છતાં પણ તે ગરીબ બ્રાહ્મણે ઘણા કાલાવાલા કર્યા. પણ તેનું કોઇએ કંઈ સાંભળ્યું નહિ. આખા રાજપુરમાં આ બનાવથી શોકની ઘેરી છાયા છવાઇ ગઈ. સૂર્યનારાયણે પૂર્વમાં ડોર કાઢી હતી. આખું જંગલ પ્રભાતના ખુલતા રંગથી સુશોભીત બની ગયું હતું. પશુઓનો કલરવ શરૂ થઈ ગયો હતો. હિંસક પશુઓ બખોલોમાં ભરાઇ ગયાં હતાં. એકાદ રખડતું શિયાળ કે લોંકડી ઘાસમાં શિકારની શોધ માટે રખડતું નજરે પડતું હતું. સવારનો મંદમંદ પવન આલ્હાદક રીતે વાઈ રહ્યો હતો. આવા સમયે એક મુસાફર દોડતો અને અડધો ચાલતો સંજેલી તરફ જઈ રહ્યો હતો.

સંજેલીમાં આ વખતે ચૌહાણ વીર છત્રસાલજી રાજ્ય કરતો હતો. રજપુતો એટલે ગૌબ્રાહ્મણ પ્રતિપાળ એ વખતે કહેવાતા. દુઃખીઆનાં દુઃખો તે ફેડતા, અને ગરીબની વ્હાર કરતા. છત્રસાલજીની કીર્તિ એ વખતે આખા પંચમહાલ જીલ્લામાં ફેલાયેલી હતી.

સંજેલીના રાજદરબારે એ વખતે ડાયરો ભરાયો હતો. ખરલોમાં અફીણ ઘુંટાઈ રહ્યું હતું. હુકકાઓ આખા ડાયરામાં ફરતા હતા. અલક મલકની વાતોએ આખો ડાયરો ચઢયો હતો. ત્યાં એક બ્રાહ્મણે આવી ડાયરા આગળ ધા નાખી કે બાપુ ? મને ગરીબને મદદ કરો. અને કસાઈ વાડેથી ગાયને બચાવો.

બ્રાહ્મણના શબ્દો સાંભળી આખો ડાયરો ટટાર થઇ ગયો. છત્રસાલજીએ પૂછયું “ તમો કોણ છો ? અને તમોને શું દુઃખ પડયું છે ? ”

"બાપુ ? હું ગરીબ બ્રાહ્મણ છું અને રાજપુર ભિક્ષાવૃત્તિ માટે મારી પુત્રીને લઇને ગયો હતો. રાજપુરનો એ અત્યાચારી ઠાકોર મારી પુત્રીને દરબારગઢમાં ઉઠાવી ગયો છે, મને બચાવો. આપને શરણે આવ્યો છું."

બ્રાહ્મણની હકીકત સાંભળતાં તો આખો ડાયરો હડુડુ કરતો ઉભો થઇ ગયો. અફીણ અફીણને ઠેકાણે રહ્યું. અને ડાયરાના રંગરાગો ઉડી ગયા. છત્રસાલજીએ ડાયરાને બરખાસ્ત કર્યો. અને તે બ્રાહ્મણને આશ્વાસન આપી અંતઃપુરમાં ચાલ્યો ગયો.

બીજે દિવસે પ્રભાતે રણશીંગું ફુંકાયું. સંજેલીની સેના સજ્જ થઇ. અને છત્રસાલજી બ્રાહ્મણની વ્હારે ચઢી નીકળ્યો. હાથમાં આવેલો આવો સુઅવસર જવાદે તેવો મૂર્ખ છત્રસાલજી ન્હોતો. એટલે બનતી ત્વરાએ એ પોતાના લશ્કર સાથે રાજપુર પહોંચ્યો.

રાજપુરને પાદર રાવટીઓ નંખાઇ ગઇ. અને નાનું એક નગર વસી ગયું. છત્રસાલજીએ ડુંગરસિંહને કહેણ મોકલ્યું કે બ્રાહ્મણ બાળાને તેના બાપને સોંપી દે, નહીં તો યુદ્ધ કરવા તૈયાર થા.

છત્રસાલજીની માગણી તેણે નકારી અને તે પોતાના ભીલ લશ્કર સાથે એ દિવસે છાનોમાનો સંજેલીના લશ્કર ઉપર ત્રાટકયો.

આમ એકાએક થયેલા હુમલાથી રજપુત લશ્કર પ્રથમ તો ગભરાયું પણ પછી તો હરહર મહાદેવના નાદ સાથે રજપુતોએ તલવાર તાણી ડુંગરસિંહના ભીલોનો સામનો કર્યો.

ઘોર ધીંગાણું મચ્યું. મરણીયા રજપુતોની આગળ ભીલોની સંખ્યા ઓછી થવા લાગી. છત્રસાલજી પોતાના લશ્કરને પાનો ચઢાવી આ ધર્મ યુદ્ધમાં ઉશ્કેરી રહ્યો હતો. ડુંગરસિંહ પણ જીવ ઉપર આવી ઝઝુંમતો હતો.

બીલોની સંખ્યા આખરે ઓછી થઈ ગઈ. અને છત્રસાલજીના હાથે ડુંગરસિંહ મરાયો. વધેલા થોડા ભીલો નાસી ગયા. અને રાજપુર છત્રસાલજીને તાબે થયું. વિજયી રજપુત વીર રાજપુરમાં પેઠો. અને તેણે બ્રાહ્મણ કન્યાને છોડાવી, તેને તેના બાપને સ્વાધીન કરી. અને આમ ગૌબ્રાહ્મણ પ્રતિપાળના બિરદને તેણે સાર્થક કર્યું.

છત્રસાલજીના મરણ પછી તેમના વંશજો અને દેવગઢ બારીયાના રાજાઓ વચ્ચે ટંટો થયો અને તેમાં દેવગઢ બારીયાએ રાજપુર જીતી લીધું. અત્યારે રાજપુર દેવગઢ બારીયાને તાબે છે.



(૧)

" બા ! કોઇ ઘરમાં છે કે ?"

" હા ભાઇ ! આવો. કયાંથી આવો છો ?" કાનજી સોરઠંકીએ ઘરમાંથી બહાર આવી આવનાર વ્યકિતને પૂછયું.

" આવું છું તો કાશીથી. "

" આપને મારૂં શું કામ પડયું છે ? મારા લાયક કામ હોય તો બતાવો. "

" કામતો બા એટલુંજ છે કે આજની રાત જો તમારે ત્યાં પડી રહેવા દયો તો મોટો ઉપકાર. "

" આપ ગ્નાતે કેવા છો ? "

" ગઢવી છું. "

" વાહ પ્રભુ ! ધન્ય ભાગ્ય મારાં કે આજે મારે ઘેર દેવીપુત્ર ગઢવી મહેમાન પધાર્યા ? આપ કયાંના રહેવાસી છો ? "

" રે'વું તો કાઠીયાવાડમાં જામનગર. "

" આપનું નામ ? "

" મારૂ નામ ઝારગઢવી. "

" ગઢવી તમારા પહેરવેશ ઉપરથી તમે કોઇ રાજ્યના દસોંદી લાગો છો. "

" હા હું જામનગરના જામરાવળનો દસોંદી છું, અને કાશીએ જાત્રા કરવા ગયો હતો ત્યાંથી પાછો જામનગર જાઉં છું. રસ્તામાં ગામે ગામ મુકામ કરતો કરતો ચાલ્યો ચાલ્યો આવું છું. આજની રાત રહી કાલે સવારે તો હું મારે રસ્તે ચાલ્યો જઇશ" ઝારગઢવીએ પોતાની બધી હકીકત કાનજીને કહી.

" શું ત્યારે આપ જામરાવળજીના દસોંદી છો ? મારા જેવા ગરીબનું ઘર આજે જામરાવળજીના દસોંદી ઝારગઢવીના પગલેથી ખરેખર પાવન થયું છે. આ ઘર આપનુંજ જાણજો. અને આપની જે કંઈ આછી પાતળી અમે પરોણાગત કરીએ તે સ્વિકારજો." આમ કહી કાનજીએ ઝારગઢવીને પોતાની મેડીએ ઉતારો આપ્યો.

ચુવાળમાં આવેલા દેતરોજમાં આ વખતે કાનજી સોલંકીની સત્તા હતી. બહુ ખર્ચ અને અવ્યવસ્થાને લીધે કાનજીની સ્થિતિ નબળી થઈ ગઈ હતી. છતાં પણ ગમે તે કોઈ અજાણ્યો સખસ તેનું નામ દઈ દેતરોજમાં આવતો તો તેની તે ધણી ખાતર બરદાસ કરતો. જામનગરનો દસોંદી આ ઝારગઢવી કાશીની યાત્રાએથી પાછો પોતાને વતન જામનગર જતો હતો. રસ્તામાં દેતરોજ આવ્યું. તે ગામમાં પેઠો ત્યાં તેણે કાનજીનું નામ સાંભળ્યું. એટલે તે કાનજીને ત્યાં પરોણો થયો.

કાનજીએ આ ઝારગઢવીની મહેમાનગત ઉત્તમ રીતે કરી અને જ્યારે ગઢવી દેતરોજથી નીકળ્યો ત્યારે તેને કાનજીએ એક ઘોડો ઇનામમાં આપ્યો. આમ ગઢવી ખૂબ ખુશ થયો અને તે કાનજીની ખાનદાનીની મનમાંજ પ્રસંશા કરવા લાગ્યો.

" કેમ ગઢવા ! જાત્રા બરોબર કરી આવ્યા ને ? "

" હા અન્નદાતા ? જેને જામરાવળ જેવો ધણી માથે હોય તેને શાની ચિંતા હોય ? "

" પણ રસ્તામાં કાંઇ અડચણતો પડી ન્હોતી ને ? "

" ના અન્નદાતા ? કોઇ પણ જાતની તકલીફ મને જતાં પડી ન્હોતી.

" અને આવતાં " ?

" આવતાં તો આપને શી વાત કહું અન્નદાતા ? ચુંવાળમાં આવેલા દેતરોજના ઠાકોર કાનજીને ત્યાં મહેમાન થયો, તેણે મને પુછ્યું અને મેં તેને કહ્યું કે હું જામરાવળનો દસોંદી છું એટલે તેણે મારી પરોણાગત કરવામાં બાકી રાખી નહિ. અને હું પગપાળ પ્રવાસ કરતો હોવાથી અને મારે લાંબે પથે જવાનું છે, એમ જાણી મને એક ઉમદા ઘોડો તેણે બક્ષિશ આપ્યો ! વાહ શી તેની ખાનદાની ? બાપુ ? ધન્ય છે કાનજી સોલંકીને. ઠાકોર છે તો ઘસાઇ ગયેલો પણ વાહ શું તેનું દીલ ? "

જામરાવળજીના ખાનગી દરબારમાં બેસી ઝારગઢવી જામરાવળજી આગળ દેતરોજના કાનજીનાં આમ વખાણ કરી રહ્યો છે.

" ગઢવી ? "

" અન્નદાતા ? "

" મારા દસોંદી જાણી તમારૂં આટલું બધું સનમાન સાચવનાર દેતરોજના એ ઠાકોરની પણ કદર કરવી જોઇએ. "

" અન્નદાતાની જેવી ઇચ્છા. "

આમ વાતચીત કરી જામરાવળજીએ પોતાના દસોંદી ઝારગઢવીના સન્માન કર્યા બદલ કાનજીને દેતરોજ શીરપાવ મોકલ્યો.

કાનજીને જામનગરના જામરાવળની તરફથી બહુ માન અને શીરપાવ મળ્યાની વાત આખા ચુંવાળમાં ફેલાઇ ગઇ અને સાથે સાથે કાનજીની કીર્તિ પણ આખા ચુંવાળમાં ફેલાઇ.

" કેમ ગોપી પટેલ ? સાંભળ્યુંને ? "

" ના "

" ત્યારે સાંભળો કાનજીને જામનગરના જામરાવળજી તરફથી શીરપાવ મળ્યો. "

" જામરાવળજી તરફથી ? "

" હા "

" તો તો ભૂંડી થઈ. લોકો એને માન આપશે અને આપણે દબાઈ જઈશું. "

' હા તો પછી તમારો ભાવ કોણ પૂછવાનું છે ? "

" તો આપણે હવે શું કરવું ? "

" એને ગામમાંથી કાઢવો, બીજું શું વળી ? "

આમ દેતરોજનો ગોપી પટેલ અને તેનો સાથીદાર બંને વાતો કરી રહ્યા હતા. ગોપી પટેલ દેતરોજના પટેલોનો આગેવાન હતો. તેની પાસે સારા જેવો પૈસો અને જમીન હતાં એટલે આખા દેતરોજમાં કોઇને ગાંઠતો નહિ. ત્યાંના પટેલોનું તેને ઠીક પીઠબળ હતું એટલે વસાઈ થયેલા ઠાકોર કાનજીને પણ તે વખત આવે ડરાવતો.

કાનજીને જામનગરના જામરાવળજી તરફથી શીરપાવ મળ્યો અને તેનું માન ચુંવાળમાં વધ્યું તેથી તે અદેખાઈ કરવા લાગ્યો.

લાગ ફાવતાં તેણે દેતરોજમાંથી ચાલ્યા જવા માટે કહ્યું.

કાનજી પોતાની સ્થિતિ સમજતો હતો એટલે તે વખતે કંઈ પણ ન બોલતાં તે પોતાના કર્મને દોષ આપતો દેતરોજમાંથી પોતાના કુંટુંબ કબીલા સાથે નીકળી ગયો. અને ત્યાંથી બે ગાઉ દૂર આવેલા ઝાંગરાપરામા રહેવા લાગ્યો.

શ્રાદ્ધના દિવસો આવ્યા. કાનજીને પોતાના પિતાનું શ્રાદ્ધ કરવાનું હોવાથી તેણે પોતાના હજામને દેતરોજમાં દૂધ ઉઘરાવવા મોકલ્યો. હજામ દૂધ ઉઘરાવતો ઉઘરાવતો ગોપી પટેલના ઘર આગળથી નીકળ્યો.

" કેમ અલ્યા શું લઈ જાય છે ? " ગોપી પટેલે હજામને પૂછ્યું

" બાપ ? એતો દૂધ ઝાંગરાપરે લઈ જાઉં છું. "

" કોને ત્યાં લઈ જાય છે ? "

" કાનજી બાપુને ત્યાં. "

" એલા જાઓ અને દુધ ઢોળી નાખો " ગોપી પટેલનો હુકમ છૂટયો.

ત્યાં તો તેના માણસોએ હજામને માથેથી ઉધરાવેલા દૂધનો હાંડો જમીન ઉપર ઢોળી નાખ્યો. હજામ બીચારો રડતો કકળતો ઝાંગરેપરે પાછો ગયો.

" બાપુ દૂધતો બધું ઢોળાઈ ગયું. "

" શાને ! "

" આપનું નામ દીધું એટલે ગોપી પટેલે તેના માણસોને કહ્યું કે દૂધ ઢોળી નાખો, એટલે તેના માણસોએ દૂધ ઢોળી નાખ્યું "

" સારૂં કંઇ ફીકર નહિ. હોય મારા કર્મનો વાંક છે " આમ મનમાં પોતાની નબળી સ્થિતિ માટે પશ્ચાત્તાપ કરતો કાનજી પોતાના ભાગ્યને દોષ દેવા લાગ્યો. આ બનાવથી તેને બહુ લાગી આવ્યું.

એક દિવસ એક ચારણ ફરતો ફરતો કાનજીને ત્યાં આવ્યો. અને તેની પાસે પાંભરી માગી.

પોતાની આવી ગરીબી હાલતમાં પાંભરી આપવા પોતે અશક્ત છે એમ દર્શાવવા તેણે ચારણને એક દુહો કહ્યો.

કોણ પાપસેં અવતરે; બડે બાપકે પૂત;
માગણ માગે પાંભરી; ઘરમેં માગે નહિ સુત.

ચારણ આ દુહો સાંભળી કાનજીની સ્થિતિ સમજી ગયો એટલે તે કંઇ બોલ્યો નહિ.

(૩)

" બેટા ? ગભરાઇશ નહિ. તારી હવે ચઢતી છે. "

" દેવી ? આપને ઓળખું છું. મારવો ઉગારવો તમારે હાથ છે " આમ ઉંઘમાં ઝંખતા કાનજીએ બે હાથ જોડયા.

બેટા ? જો નવરાત્રીને આઠમને દિવસે તું દેતરોજ આવજે ત્યાં ઝાંપામાં પેસતાં ગોપી પટેલનો એક અલમસ્ત પાડો સામો મળશે. તેનો ભોગ તું મને આપજે અને પછી ગોપી પટેલના ઘર ઉપર જજે ત્યાં તારો વિજય થશે. હું સ્વપ્નમાં તને સાક્ષાત દર્શન આપવા આવી છું. તેના પુરાવા તરીકે આ એક પાંભરી તને આપું છું તે સવારે ચારણને આપજે " આમ કહી દેવી અદ્રશ્ય થયાં.

" દેવી ! આપને હમારા પ્રણામ હો ? ",

" કોને કહો છો નાથ ? " આમ કહેતી રજપુતાણીએ કાનજીને ઉંઘમાંથી જાગ્રત કર્યો.

કાનજીએ જાગતાં વેંતજ જોયું તો ખાટલા ઉપર પાંભરી પડેલી તેણે જોઇ એટલે દેવીએ તેને સાક્ષાત દર્શન આપ્યાં છે અને તેમના વચનાનુસાર જરૂર ફતેહ થશે એમ કાનજીને પાકી ખાત્રી થઇ.

ચારણે પોતાની પાસે પાંભરી માગી અને પોતે તે આપવા અશક્ત હતો. તેથી માગણને આમ નિરાશ કર્યો બદલ કાનજીને ખૂબ લાગી આવ્યું. અને તેણે બીજે દિવસે પ્રાતઃકાળે દેતરોજ જઇ ત્યાં દેવીના મંદિરમાં કમળ પૂજા કરવાનો વિચાર કર્યો.

રાત્રે તે નિદ્રાધીન થયો ત્યાં દેવીએ આવી તેને દર્શન દીધાં.

બીજે દિવસે સવારે કાનજીએ ચારણને દેવીએ આપેલી પાંભરી આપી. આથી ચારણ ખૂશ થયો. અને તેનાં યશોગાન ગાતો પોતાને રસ્તે પડયો.

દેવીના કહ્યા પ્રમાણે નવરાત્રીની આઠમે કાનજી પોતાના મિત્રોના એંસો માણસોના કાફલા સાથે દેતરોજ ગયો. ત્યાં દેતરોજના ઝાંપામાં તેને ગોપી પટેલનો એક અલમસ્ત પાડો સામો મલ્યો. કાનજીએ દેતરોજની માતાને આ પાડાનો ભોગ આપ્યો. અને પછી આ આખોયે કાફલો ગોપી પટેલને ત્યાં ગયો.

આ બધા કાફલાને જોઈ ગોપી પટેલ સમજી ગયો કે કાનજી વેર વાળવા આવ્યો છે. પણ તેને મોં ઉપર આ નબળાઈ જણાવવા દીધી નહિ.

“ કેમ ગોપી પટેલ ? મારી સત્તા માનવી છે કે નહિ ? ” કાનજીએ ગોપી પટેલને પૂછ્યું.

“ ના ” ગોપી પટેલે ટુંકો ઉત્તર આપ્યો.

“ પટેલ ? કહું છું કે માની જાઓ અને નમી પડો. હું તમારા બધા ગુન્હાઓ માફ કરીશ; હું રજપૂત બચ્ચો છું. ”

“ હું નમું ! ” તમારે જેમ કરવું હોય તેમ કરો, પણ હું નમીશ તો નહિજ. ”

“ ઠીક ત્યારે લે ” આમ કહી તરવારના એકજ ઝાટકાથી ગોપી પટેલનું માથું ધડ ઉપરથી ઉડાવી દીધું, તેમજ તેના સાત દીકરા હતા તેમાંના છને તેણે મારી નાખ્યા અને ફક્ત એકજ છોકરાને જીવતો રાખ્યો.

આમ નસીબયોગે કાનજી પુનઃ પોતાની ગાદી ઉપર આવ્યો.

ગુજરાતમાં આ વખતે અકબર બાદશાહની સત્તા હતી. સુંવાળામાં થએલા આ તોફાનની ફરીયાદ દિલ્હી પહોંચી એટલે બાદશાહે કાનજીને વશ કરવા સારૂ મુસલમાનોની મોટી સેના સાથે આઝીમખાન નામના મુસલમાન સુબાને મોકલ્યો.

" બાપુ ? બાપુ ? કહે છે કે મુસલમાનનું મોટું લસ્કર દેતરોજ તરફ આવે છે " એક ચોકીયાતે આવી કાનજીને ખબર આપી.

" અરે ગાંડો થયો છે કે શું ? બાદશાહી લસ્કર દેતરોજ શું કરવા આવે છે ? "

ત્યાંતો બીજા ચોકીયાતે આવી ખબર આપી બાપુ ? બાદશાહી લસ્કર આ તરફ આવે છે.

આ બંને ચોકીયાતોની એકજ ખબર સાંભળી તેને શંકા પડી અને તેને થયું કે રખેને બાદશાહી લસ્કર આ તરફ આવે. આમ વિચારી તેણે પોતાના એક વિશ્વાસુ સામંતને આ બાબત તપાસ કરવા મોકલ્યો.

થોડી ક્ષણમાં તે પાછો આવ્યો. અને કાનજીને તેણે ખબર આપી કે વાત ખરી છે.

બાદશાહી લસ્કરને આમ દેતરોજ ઉપર આવતું જાણી કાનજીએ પોતાના કુટુંબ કબીલાને પોતાના સગાને ત્યાં રવાના કરી દીધું. કારણ કે બાદશાહી વિશાળ સેના સામે ખુલી રીતે લડાઇ કરવી ફાવે તેમ નહોતી. એટલે દેતરોજની આસપાસની ઝાંગરાની ગીચ ઝાડીમાં છૂપાઇ રહી બાદશાહી લસ્કરને હેરાન કરવું, આમ વિચાર કરી કાનજી બાદશાહી લસ્કરની માર્ગ પ્રતીક્ષા કરવા લાગ્યો.

થોડા દિવસોમાં બાદશાહી લસ્કરને લઇ આઝીમખાન દેતરોજ આવી પહોંચ્યો.

બાદશાહી લસ્કર દેતરોજ આવ્યું કે કાનજી પોતાના થોડા ચુંનદા માણસોને લઇને ઝાંગરાની ઝાડીમાં ચાલ્યો ગયો.

આમ વગર લડાઇએ દુશ્મન નાસી ગયો જાણી આઝીમખાન ઘણો ખુશ થયો, અને બાદશાહી લસ્કર એશઆરામમાં પડ્યું.

સંધ્યાકાળ થયો અને રાત્રિનું સામ્રાજ્ય પૃથ્વી પર છવાયું. એવે ટાણે કાનજી પોતાના ચુનંદા માણસો સાથે એશઆરામમાં મશગુલ બનેલી બાદશાહી સેના ઉપર તૂટી પડ્યો.

અંધારામાં આમ એકાએક હુમલાથી બાદશાહી સેના ગભરાઇ ગઈ અને તે સાવધ બને તે પહેલાં તો લશ્કરના સેંકડો સૈનિકોનો સંહાર કરી કાનજી ઝાડીમાં ચાલ્યો ગયો.

આમ રોજ રોજ થવાથી બાદશાહી સુબો આઝીમખાન ખૂબ ચીડાયો અને તેણે પોતાના તમામ લશ્કરને આ ઝાંગરાની ઝાડી કાપી પાધર કરવાનો હુકમ આપ્યો.

હજારો સૈનિકો કામે વળગી પડયા. અને જોતજોતામાં તો ઝાંગરાની એ ગીચ ઝાડીને કાપી ત્યાં પાધર બનાવી દીધું.

પોતાને છુપાઇ રહેવાનું રહેઠાણ આમ નાબુદ થવાથી કાનજી પોતાના કાફલા સાથે ત્યાંથી કટોસણ પોતાના વેવાઈ જશવંતસીંહને ત્યાં ગયો.

" પધારો ? પધારો ? ઠાકોર આજે ઘણે દિવસે કંઈ પગલાં કર્યાં ? " જશવંતસિંહે પોતાના વેવાઇને આવકાર આપ્યો.

બંને વેવાઇ ભેટયા અને એક બીજાની ખબર પૂછી. કાનજીએ પોતાના માથે આવેલી આફતની વાત જસવંતસિંહને જણાવી.

" કંઇ ફીકર નહિ. હું પણ તમારી સાથે બહારવટે આવવા તૈયાર છું, અને આપણે બંને મળી આઝીમખાનને હરાવીશું. "

આમ વિચાર નક્કી કરી જસવંતસિંહ પોતાના વેવાઇની મદદમાં બહારવટે નીકળ્યા.

બંને જણે સુબા આઝીમખાનને હરાવવા ઘણી મહેનત કરી પણ તેમનું કંઇ વળ્યું નહિ. ઉલટુ સુબો પોતાનું લશ્કર લઈ તેમની પાછળ પડયો અને કટોસણ પણ તેણે લઇ લીધું.

બાદશાહી લશ્કર આમ કાનજી અને જસવંતસિંહની પાછળ પાછળ જવા લાગ્યું. એટલે આ બંને જણ ઝીંઝુંવાડે ગયા.

આ વખતે ઝીંઝુંવાડામાં જેહોજી મકવાણો રાજ્ય કરતો હતો. ત્યાં જઈ આ બંને જણે જેહાજીની મદદ માગી.

વીર જેહોજી એક ક્ષત્રિય બચ્ચો હતો. તેને પોતાની જ્ઞાતિનું ગૌરવ હતું. એટલે તેણે પોતાના ભોગવિલાસો છોડી આ બંને જણને મદદ કરવાનું વચન આપ્યું.

આમ ત્રણે જણની ત્રિપુટી બાદશાહી લશ્કર સામે બ્હારવટે નીકળી અને લાગ મળતાં લશ્કર ઉપર તેઓ હુમલો કરવા મંડ્યા પણ સમુદ્ર જેવડી આ વિશાળ સેના આ ત્રણ જણના હલ્લાથી ઓછી થઇ નહિ. તેમજ સુબા આઝીમખાને પણ નમતું નહિ આપતાં મા લોકોની પાછળ જવાનું ચાલુજ રાખ્યું. અને ઝીંઝુંવાડા પણ પોતાને તાબે કર્યું.

બ્હારવટીઆઓ ઝીંઝુંવાડાથી ભાગ્યા. અને તેઓ કાકરેજ પરગણામાં આવેલા થરા ગામે ગયા.

થરાનો કોળી ઠાકોર કુંપોજી હતો. તેણે આ ત્રણે જણને આશ્રય આપ્યો. અને તે પણ ત્રિપુટી સાથે પોતાના ચુનંદા કાકરેજી કોળીઓ સાથે ભળ્યો.

આઝીમખાનને તો અકબરશાહ પાસેથી યશ લેવો હતો, એટલે તે પોતાની વિશાળ સેના ઉપર મદાર બાંધી બહારવટીયાઓની પાછળ પાછળ થરા આવ્યો અને થરા પણ તેણે પોતાને તાબે કર્યું.

(૪)

"કુંપાજી ? તમે આ તરફ ભોમીયા છો એટલે આપણને છૂપાવા લાયક કોઈ સ્થળ બતાવો " જેહાજીએ થરાના કોળી ઠાકોર કુંપાજીને પ્રશ્ન કર્યો.

"હા, હા, એક સરસ સ્થળ બતાવો કે બાદશાહી લશ્કર રાત દીવસ મહેનત કરી થાકી જાય પણ આપણો પત્તો તેને લાગે નહિ અને આપણે તેનો ઘાણ કાઢી શકીએ" કાનજીએ જેહાજીના સૂરમાં સૂર પુરાવ્યો.

"જુઓ ભાઇઓ ? તમે કહો છો એવું ઠેકાણું તો ફક્ત એકજ છે. અને તે કરજાનો ડુંગર. અકબરશાહ ખુદ આવે તોપણ વરસોના વરસો સુધી આપણને પકડી શકે નહિ." કુંપાજીએ માર્ગ સુચવ્યો.

બધા કુંપાજીના મતને મળતા થયા અને આ ચારે જણા પોત-પોતાના માણસો સાથે કરજા ડુંગરમાં ચાલ્યા ગયા.

સુબો આઝીમખાન પણ જીદ્દી બન્યો. અને પોતાની કિર્તિના લોભમાં તે પણ કરજા ડુંગરમાં બ્હારવટીયાઓની પાછળ ગયો.

યોગ્ય સ્થળ મળતાંજ આ ચારે બ્હારવટીયાઓએ બાદશાહી સુબાને પોતાનો હાથ બતાવવા માંડયો.

પ્હાડ અને પત્થરોથી ટેવાયેલા બ્હારવટીયાઓ ઉપરાઉપરી હુમલા કરવા લાગ્યા. આથી બાદશાહી લશ્કરના ઘણા સિપાઇઓની ખુવારી થવા લાગી. જંગલ અને વળી પ્હાડ, પર્વત તથા ખીણોથી નહિ ટેવાયેલું આ બાદશાહી લશ્કર ત્રાસી ગયું અને તેનું બળ દિવસે દિવસે નરમ પડવા લાગ્યું.

સુબો આઝીમખાન પણ પોતાની ભૂલ સમજવા લાગ્યો. અને હવે અહિંથી જીવતા જવાશે કે કેમ ? તેની તેને શંકા થવા લાગી. એટલે તે કોઇપણ રીતે અહિંથી છટકી જવાય તેવો માર્ગ શોધવા લાગ્યો.

(૫)

" સલામ હજુર "

" સલામ. કોણ કરમશી શેઠ કે ? "

" હા હજુર "

" અત્યારમાં ભલી ફુરસદ મળી ? "

" મને થયું કે લાવ જરી હજુરને સલામ ભરી આવું. "

" ઠીક થયું તમે બરોબર વખતસરજ આવી પહોંચ્યા છો. મારે તમારી એક સલાહ લેવી છે. "

" હજુર મારી સલાહ ? હું એક ગરીબ વાણીઓ, હું આપ નામદારને શી સલાહ આપી શકું એમ છું ? "

" જુઓ કરમશી શેઠ ? વાત એમ છે કે આપણે વિશાળ સેના ઉપર આધાર રાખી બ્હારવટીયાઓની પાછળ અહિં ડુંગરોમાં આવ્યા પણ અહિં આવ્યા પછીજ મને સમજાયું કે મારી ખરેખર ભૂલ થઈ છે. આપણું આ વિશાળ લશ્કર દિવસે દિવસે ઓછું થતું જાય છે. અને ડુંગરોથી ટેવાએલા આ બહારવટીયાઓ રાત દિવસના ઘડીયે આરામ વિના આપણા લશકર ઉપર તુટી પડે છે. અને ક્ષણવારમાં તો પાછા અદ્રશ્ય થઇ જાય છે. આવા કટોકટીના વખતમાં બ્હારવટીયાઓ મારો પ્રાણ પણ લેવા ચુકે એમ નથી. માટે અહિંથી પાછા દિલ્હી શી રીતે સહીસલામત પહોંચવું ? આ બાબત તમારી શું સલાહ છે ? "

" હજુર ? આપ કહો છો તેમ કરવું હોય તો ફક્ત એકજ રસ્તો છે. "

" શું ? "

" એજ કે બહારવટીયાઓ સાથે સલાહ કરવી. "

" પણ તે અને શી રીતે ? "

" એ કામ હું માથે લઉં છું પણ આપ વચન આપો તોજ."

" કરમશી શેઠ ? તમને મારો વિશ્વાસ નથી ? "

હજુર વિશ્વાસ તો છે પણ આ બહારવટીયાઓની જાતજ એવી, પાકો વિશ્વાસ આપ્યા વિના તેઓ આવે નહિ અને તેમને જો જરીપણ શંકા જાય તો હજુરનું અને મારૂં બંનેનું માથું જુદું થયા વિના રહે નહિ "

" તો જાઓ ? મારૂ વચન છે કે તેમને હું દગો નહિ કરૂં. "

આમ બાદશાહી સુબા આઝીમખાનનું અભય વચન લઇ ચંદુર ગામનો આ મુત્સદી વાણીઓ કરમશી શેઠ બહારવટીયાઓને મનાવવા કરજન ડુંગરમાં ગયો.

આ કરમશી શેઠ બાદશાહી સુબા આઝીમખાનનો મહેસુલી અમલદાર હતો. એટલેજ તેણે આ બીડું ઝડપ્યું હતું.

" બાપુ ? બાપુ કોઇ હિંદુ જેવો જણાતો માણસ આ તરફ આવે છે. " બાતમીદારે આવી કાનજીને ખબર આપી.

" એકલો છે કે સાથે માણસો છે ? "

" એકલોજ છે. "

" ઠીક ત્યારે " આમ બોલી કાનજી અને તેના ત્રણ સાથીદારોએ પોતપોતાના માણસોને ત્યાંથી દૂર છુપાઇ જવાની આજ્ઞા કરી. અને આમ જંગલમાં એકલો માણસ શા માટે આવતો હશે તેનો વિચાર તેઓ કરવા લાગ્યા.

ત્યાં તો કરમશી શેઠ બહારવટીયાઓની વચ્ચે આવી ઉભો રહ્યો. અને તેણે આ બહારવટીયાઓને કહ્યું. " રામ રામ ઠાકોરો. "

" રામ રામ " ચારે જણે પ્રત્યુત્તર આપ્યો. અને આ આવનાર વ્યક્તીને તેઓ બરાબર ધારી ધારીને શંકાની નજરે જોવા લાગ્યા.

" ઠાકોરો હું દુશ્મન નથી. "

" ત્યારે ? " ઉતાવળીઓ કુંપોજી બોલી ઉઠ્યો.

" મિત્ર છું અને તમારા ભલા માટેજ અહિં આવ્યો છું. "

" તમારૂં નામ ? "

" કરમશી શેઠ "

" ક્યાંના રહેવાશી છો ? "

" ચંદુરના. "

" ત્યારે કહો શેઠ ? તમે અમારા શા ભલા માટે આવ્યા છો?" ચારે બ્હારવટીયાઓએ એકી સાથે કરમશી શેઠને પ્રશ્ન કર્યો.

" ઠાકોરો ભલુ તો એજ કે તમોને તમારાં ગામ પાછાં અપાવું જો તમે બ્હારવટુ છોડી દયો, અને અકબર બાદશાહને વફાદાર રહેવાનું કબુલ કરો તો ? "

" અમારાં ગામ જો અમોને પાછાં મળતાં હોય તો અમારે આમ ડુંગરોમાં ટાઢ, તડકો, વેઠી હેરાન થવાની જરૂર નથી."

" તો ચાલો મારી સાથે. "

" ક્યાં ? "

" બાદશાહી સુબા આઝીમખાન પાસે. "

" અને શેઠ દગો થશે તો ? " બ્હારવટીયાઓએ શંકા બતાવી.

" તો તો એમજ કે જેમ રજપૂત રજપૂતાણીની કુખે જન્મે છે તેમ વાણીયો પણ વાણીયણને પેટ જન્મે છે. હું પણ વાણીયો છું."

" પણ શેઠ ધારો કે સુબો ફરી જાય અને અમને કેદ કરે તો તમે શું કરો ? "



"કાનજી સોલંકી"

બહાદુરો તમારી શૂરવીરતા જોઈ હું ઘણો ખુશી થયો છું.

" હું એવું કરૂં કે સુબા આઝીમખાનનાં હાડકાં આ કરજા કુંમરમાંજ રહે, અને તેની બીબીને તેના મરણની પણ ખબર પડે નહિ, આખા બાદશાહી લશ્કરને ફેરવી નાખવાની મારામાં સત્તા છે" કરમશી શેઠની આંખોમાં શૌર્ય ચમકવા લાગ્યું.

" વાહ વાહ ધન્ય છે વણીક તારી બહાદુરીને " એક સાથે બધા બોલી ઊઠયા.

કરમશી શેઠની આવી હિંમત જોઈ બ્હારવટીયાઓ જરીપણ નહિ ગભરાતાં તેની સાથે સુબા આઝીમખાનની છાવણી તરફ ચાલ્યા.

" હજુર ? બહાર કરમશી શેઠ આવ્યા છે." પહેરદાર સિપાહીએ તંબુમાં આવી કુર્નિસ કરી સુબાને કહ્યું.

" ઠીક તેમને અંદર આવવા દે. "

" જેવો હુકમ ? " કહી સીપાઇ બહાર ચાલ્યો ગયો.

" સલામ હજુર " કરમશી શેઠે તંબુમાં દાખલ થતાંજ સુબાને સલામ કરી.

" આવો શેઠ ? શું કરી આવ્યા ? "

" દિલ્હીશ્વરની ફતેહ! સાથે બ્હારવટીયાઓને પણ લાવ્યો છું."

" હેં ? બ્હારવટીયા ! સુબો બહારવટીયાઓનું નામ સાંભળતાંજ ચમકયો.

" હા હજુર અને તેઓ અહિંજ છે. " આમ કહી કરમશી શેઠે ઇશારત કરી એટલે બહાર ઊભેલા ચારે બહારવટીયાઓ તંબુમાં દાખલ થયા.

સુબો આઝીમખાન કોઈ દિવાનાની માફક આ વીર પુરૂષો તરફ જોઇ રહ્યો. અને બબ્બે વરસથી બાદશાહની વિશાળ સેનાને ત્રાય ત્રાય પોકરાવનાર આ અડગ અને ટેકીલા બ્હારવટીયાઓની મનમાંજ પ્રશંસા કરવા લાગ્યો.

કરમશી શેઠે એક પછી એક એમ ચારેની ઓળખાણ સુબાને કરાવી.

" બહાદુરો ! તમારી શુરવીરતા જોઈ હું ઘણો ખુશ થયો છું, અને તમારો મુલક તમને પાછો સોપું છું, હું ધારૂં છું કે દિલ્હીશ્વરને તમે વફાદાર રહેશો. " સુબાએ બ્હારવટીયાઓને કહ્યું અને હક્કો તેમને પાછા આપ્યા.

અણનમ રહેલા આ ચારે વીરોએ દિલ્હીશ્વરને વફાદાર રહેવાનું સુબાને વચન આપ્યું.

પછી તો વધેલી બાદશાહી સેના સાથે સુબો આઝીમખાન દિલ્હી ગયો અને આ ચારે ઠાકોરો પોતપોતાને ઠેકાણે રવાના થયા.

કાનજી પુનઃ પાછો દેતરોજ આવ્યો. તેણે પોતાના કુટુંબ કબીલાને બહારથી બોલાવી લીધો અને પછી પાછો પૂર્વવત તે સુખચેનથી દેતરોજમાં રાજ કરવા લાગ્યો અને દેતરોજ તેણે પોતાના તાબામાં વગર અડચણે સાચવી રાખ્યું. અને ઘણી સત્તા તથા કીર્તિ મેળવી.

વળી દિલ્હીશ્વર અકબર બાદશાહ તરફથી વફાદારીના બદલામાં કાનજીને રાજચિન્હ તરીકે નોબત, ચોપદાર, અને આફતાબગીરી મળી.

ગુજરાતમાં અકબર બાદશાહ તરફથી આવું માન મેળવનાર દેતરોજનો વીર કાનજી સોલંકી એકલોજ હતો અને તે જીવ્યો ત્યાં સુધી ચંદુર ગામના કરમશી શેઠને તે ભૂલ્યો નહિ. વખતો વખત તે કરમશી શેઠને પોતાને ત્યાં મહેમાનગતે તેડાવતો અને તેનું સારૂં માનપાન સાચવતો.

પુનઃ રાજગાદી ઉપર આવ્યા પછી તે પ્રથમના જેવોજ ઉદાર રહ્યો. તેને ત્યાં હંમેશાં એકાદ બે માણસો આવતા અને તેની ઉદારતાનાં યશોગાન ગાતા, અને તેની કિર્તિ ચોમેર ફેલાવતા.

આમ બહુમાન અને કિર્તિ મેળવી કાનજી સ્વર્ગવાસી થયો. તેના પછી દેતરોજની ગાદી ઉપર તેનો કુંવર નારાયણદાસજી થયો. આ નારાયણદાસજીની છત્રીનો ચોતરો ચુંવાળમાં આવેલા ભંકોડામાં હયાત છે અને તેમાં લેખ છે તેમાં સને ૧૭૨૦ની સાલ લખેલી છે.

——→o•←——

" અલ્યા ? ઉભો રહે ? જો એક ડગલું આગળ ભર્યું છે તો આ તીરથી તારો પ્રાણ લીધો જાણજે "

ઘોડેસ્વારે આ બોલનાર તરફ નજર કરી અને પોતાનો ઘોડો એકદમ થોભાવ્યો.

" અલ્યા મને થોભાવનાર તું કોણ છે ? "

ઘોડેસ્વારે જરા દમામમાંજ પોતાને થોભાવનાર વ્યક્તીને પૂછ્યું.

" તને ખબર નથી કે હું ઈડરના મહારાજા આનંદસિંહનો સરહદ ઉપરનો ચોકીયાત છું "

" પણ હું ચોર કે લુંટારો નથી. તો પછી મને રોકવાનું કારણ ? "

" કારણ એટલુંજ કે તું મુસલમાન છે. મહારાજાની એવી આજ્ઞા છે કે, કોઇ અજાણ્યો સખસ ઈડરની સરહદમાં દાખલ થાય તો તેને પકડીને દરબારમાં હાજર કરવો. "

" અને હું તારે તાબે ન થાઉં તો ? "

" તો શું વળી ? આ તીર કામઠું જોયું છે ? એકજ તીરથી તારો પ્રાણ લઉં. "

મુસલમાન ઘોડેસ્વારે આ ચોકીયાત તરફ નજર કરી. પહાડ જેવા સ્નાયુવાળુ શરીર, હાથમાં ધનુષ્ય અને પીઠે સો બાણનો ભાથો

લાલ હીંગળોક જેવી આંખ વિગેરે જોઇ તે મનમાંજ રજપુતોની પ્રસંશા કરવા લાગ્યો.

" ત્યારે શું હું બંદીવાન છું ? "

ઘોડેસ્વારે પૂછયું. " હા "

આમ કહી ચોકીયાત આગળ થયો અને પોતાની પાછળ પાછળ મુસલમાન ઘોડેસ્વારને આવવાની તેણે આજ્ઞા કરી.

સંવત ૧૭૮૭ ની સાલ હતી. આ વખતે ઇડરગઢ ઉપર મહારાજા આનંદસિંહની આણ વર્તતી હતી. આજ અરસામાં અમદાવાદમાં બાદશાહી રાજ્ય હતું. અવારનવાર મુસલમાન બાદશાહો ઇડર ઉપર ચઢી આવતા હોવાથી મહારાજા આનંદસિંહે ઇડરની સરહદ ઉપર ચારે બાજુએ પોતાના ચોકીયાતો ગોઠવ્યા હતા.

અને કોઇ પણ અજાણ્યો માણસ ઇડરની સરહદમાં દાખલ થાય તો તેને પકડી પોતાની સમક્ષ લાવવાની આજ્ઞા કરી હતી.

ઇડરની ગાદી ઉપર બેઠે મહારાજા આનંદસિંહને બે વર્ષ પૂરાં થયાં હતાં. એટલે આજે આખા ઇડરમાં આનંદોત્સવ થઇ રહ્યો હતો. દરબારગઢ સુશોભીત ધજા પતાકાઓ તથા આસોપાલવના, તોરણોથી શણગારવામાં આવ્યો હતો અને જ્યાં ત્યાં મારવાડી રજપુતો કમરે સોનેરી મૂઠવાળી તલવારો સાથે ઘૂમી રહ્યા હતા.

જેમ જેમ વખત જતો ગયો તેમ તેમ દરબારગઢ રજપુતોથી ચીકાર ભરાઇ ગયો.

નેકી પોકારાઇ અને ઇડરના રાઠોડ વીર આનંદસિંહે દરબારગઢમાં પ્રવેશ કર્યો.

સઘળા સામંતો અને દરબારીયો એકદમ ઉભા થઇ ગયા અને " મહારાજા આનંદસિંહની જય " બોલાવી મહારાજાએ પોતાનું

આસન લીધું એટલે બધા દરબારીયો પોતપોતાની જગ્યાએ બેસી ગયા, અને સર્વત્ર શાન્તિ સ્થપાઇ.

પછી ખરલમાં અફીણ ઘુંટાવા લાગ્યું અને કસુંબો તૈયાર થયો.

સૌથી પ્રથમ વિજાપુરના બારોટ કેસરીસિંહજી જે ઇડરના રાજ્યકવી હતા, તેમને મહારાજાએ પોતાના સ્વહસ્તે કસુંબો પાયો અને પછી કવિના હાથે પોતે કસુંબો પીધો. પછી તો એક પછી એક દરબારીયોએ કસુંબાને ન્યાય આપ્યો.

કસુંબો પેટમાં જતાંજ મારવાડી રજપુતોમાં કંઇ અજબ જેવો ફેરફાર થઈ ગયો. અને બધા રજપુતો પોતાની દાઢીના કાતરા ઝાટકીને સાફ કરવા લાગ્યા, અને મૂછે વાળ દઈ વીરાસન વાળી બેઠા.

ત્યાં તો કસુંબાના રંગે રંગાયેલા રાજ્યકવિ કેસરીસિંહે ખોંખારો ખાઇ પોતાની હંમેશની ઢબે બુલંદ અવાજે લલકાર્યું.

( સોરઠા )

રજપુત રક્ષણ હાર,
 ગૌ બ્રાહ્મણ દુઃખી તણા;
મૂકે નહિં તલવાર,
 રણમાં કણ થાયે ઘણા.
રજપુતોની રાડ,
 સુણી કાયર કંપતા,
રણઘેલા રજપુત,
 મારો, કાપો, ઝંખતા.

" વાહ બારોટજી બહુ થયું બંધ કરો, બંધ કરો, " એમ ચારે બાજુએથી દરબારીઓ બોલી ઉઠયા.

" કવીરાજ ? આજે તો તમે હદ કરી, અત્યારેજ જાણે કે યુદ્ધમાં ન જવું હોય? તેમ તમે બધાને ખુબ ઉત્તેજીત કરી નાખ્યા." મહારાજા આનંદસિંહે કહ્યું.

" ખમા ? મારા રાઠોડ કુળદીપકને. "

આમ દરબારમાં રંગ રાગ ચાલી રહ્યો હતો, ત્યાં પ્રતિહારે આવી ખબર આપી કે બાપુ ? સરહદ ઉપરનો ચોકીયાત કોઇ મુસલમાન ઘોડેસ્વારને લઇને આવ્યો છે, અને આપને મળવા માગે છે.

" જા તેને સત્વર અંદર મોકલ. "

" જી હજુર " કહી પ્રતીહાર બહાર ચાલ્યો ગયો. થોડી ક્ષણમાં તો સરહદ ઉપરનો ચોકીયાત પોતાની સાથે એક મુસલમાનને લઇ દરબારમાં હાજર થયો, બધા દરબારીયો આ નવા આવેલા આગંતુકને જોઈ રહ્યા.

મહારાજા આનંદસિંહે આ મુસલમાનને નખથી શીખા સુધી જોઇ લીધો, અને તેઓ મનમાંજ વિચાર કરવા લાગ્યા કે, નક્કી કોઇ રાજબીજ હોય તેવો દેખાય છે.

" તમે કોણ છો ? અને ક્યાંથી આવો છો ? " મહારાજાએ આવેલા મુસલમાનને પૂછયું.

" નામદાર ! હું બોરસદથી આવું છું, અને હું બોરસદનો નવાબ છું "

" આ તરફ આવવાનું કારણ ? "

" આપની નામના સાંભળીને આપના શરણે આવ્યો છું. "

" તો ભલે ? અહીં સુખેથી રહો, આ તમારૂંજ ઘર માનજો. "

" પણ નામદાર ! મારા ભાઇઓએ મને ગાદી ઉપરથી ઉઠાડી મૂક્યો છે, અને મારી ગાદી પચાવી પડયા છે, તેથી મારી ગાદી પાછી મેળવવા આપની સહાયતા લેવા આવ્યો છું.

" તમે કોઇ પણ રીતે ગભરાશો નહિ, આજનો દિવસ આરામ કરો. આવતી કાલે તમારી સહાયતા માટે હું અત્રેથી તમારી સાથે લશ્કર મોકલીશ. "

" નામદાર! આપનો કેટલો ઉપકાર માનું! આપે તો મને જીવતદાન આપ્યું. જો આપે મને સહાયતા કરવાનું ન કબુલ્યું હોત તો મારી શી દુર્દશા થાત ? "

" નવાબ, મેં મારી ફરજ બજાવવા ઉપરાંત કંઇ પણ વધુ કર્યું નથી. રજપુતોનો ધર્મ છે કે શરણાંગતને માટે પ્રાણ આપવો પડે તો પણ ઓછું કહેવાય " બધા દરબારીઓ પોતાના રાજવીની આ ઉદારતાની મનમાંજ પ્રશંસા કરવા લાગ્યા.

" અલ્યા બહાર કોણ છે ? "

" બાપુ ? " કહેતો એક પ્રતિહાર દરબારમાં હાજર થયો.

" જા ! નવાબના ઉતારાનો બંદોબસ્ત કર. "

" જેવી આજ્ઞા " કહી પ્રતિહાર ચાલ્યો ગયો. થોડીવાર પછી દરબાર બરખાસ્ત થયો, અને મહારાજા આનંદસિંહ પોતાના રંગ મહેલમાં ચાલ્યા ગયા.

( ૨ )

બીજે દિવસે પ્રાતઃકાળે દરબારગઢનું નગારૂં જોસથી વાગવા લાગ્યું. નગારાનો અવાજ જેમ જેમ વધતો ગયો તેમ તેમ એક પછી એક હથીયારબંધ મારવાડી રજપુતો દરબારગઢ આગળના મેદાનમાં એકઠા થવા લાગ્યા. બધા સૈનિકો આવી ગયા એટલે નગારાનો અવાજ બંધ થયો.

મહારાજા આનંદસિંહે આમ પોતાની બે હજાર રજપુતોની સેના તૈયાર કરી અને પોતાના ભાઇ રામસિંહજીના ઉપરીપણા નીચે આ સેનાને નવાબની વ્હારે જવાનો હુકમ કર્યો.

રજપુતોની વિશાળ સેના લઇ રાયસિંહજી અને નવાબ બોરસદને પંથે પડ્યા. થોડા દિવસમાં રજપૂત સેના બોરસદ આવી પહોંચી અને ત્યાં પડાવ નાખ્યો.

બોરસદના નવા નવાબે જ્યારે આ વાત જાણી ત્યારે તેણે કીલ્લાના દરવાજા બંધ કરી દીધા, અને મહેલ ઉપર તોપો ગોઠવી દીધી.

બીજે દીવસે પ્રાતઃકાળે રજપૂતોએ હરહર મહાદેવના પ્રચંડ જયધ્વની સાથે કીલ્લા ઉપર હલ્લો કર્યો. મુસલમાન સેનાએ પણ કીલ્લા ઉપરથી મારો શરૂ કર્યો, અને તોપોના ગોળાઓ છૂટવા લાગ્યા.

સંધ્યાકાળ સુધી યુદ્ધ ચાલ્યું પણ રજપૂતો ફાવ્યા નહિ.

દશ દિવસ સુધી મુશળધાર લડાઈ થઇ, છેવટે રાયસિંહજીએ અતુલ પરાક્રમ કરી કીલ્લાનો દરવાજો તોડી નાખ્યો, એટલે રજપૂતો એકદમ કીલ્લામાં ધસી ગયા. અને તોપોનો કબજો કરી લીધો. મુસલમાન લશ્કર નાહિંમત બની શરણે આવ્યું. આમ આખરે રજપુતોનો વિજય થયો.

આજે બોરસદમાં ખુબ ધામધુમ ચાલી રહી હતી. કારણ કે નવાબ ફરી ગાદી ઉપર બેસવાનો હતો, એટલે આજે નવાબી રાજમહેલને અપૂર્વ શણગારવામાં આવ્યો હતો. મુસલમાન સરદારો આમતેમ ઘૂમી રહ્યા હતા અને બધે આનંદ આનંદ થઇ રહ્યો હતો.

એક પછી એક મુસલમાન અમીર, ઉમરાવો, દરબારમાં આવવા લાગ્યા. મહારાજ રાયસિંહજી પણ પોતાના રજપૂતો સાથે આવી ગયા અને પોતાનું આસન લીધું.

નવાબને રાયસિંહજીએ રાજ્યતિલક કર્યું અને તેને ગાદી ઉપર બેસાડ્યો. નવાબે બોરસદના અમીર ઉમરાવોને રાયસિંહજીની ઓળખાણ આપી.

આમ નવાબે પોતાનું ગએલું રાજ્ય પાછું મેળવી પુનઃ ગાદી ઉપર બેઠો.

પછી નાયિકાઓના મુજરા શરૂ થયા. કોકીલકંઠી નાયીકાઓએ અમીર, ઉમરાવોનાં દીલરંજન કર્યાં, તેમને યોગ્ય ઇનામ આપી નવાબે વિદાય લીધી, અને દરબાર બરખાસ્ત થયો.

" કેમ નવાબ સાહેબ ? હવે તો અમને જવાની રજા છે ને ? રાયસિંહજીએ ઇડર જવાની રજા માગી. "

" રાયસિંહજી ? આપ એ શું બોલ્યા ? હમણાં તો હું આપને અહીંથી જવા દેનાર નથી. "

" કારણ ? "

" કારણ એજ કે જ્યાં સુધી મારી સત્તા પુરેપુરી ન બેસે ત્યાં સુધી આપને જવાનું નથી. માટે મારો અમલ બરાબર જમાવીને પછી આપ ઇડર પધારજો. "

આમ નવાબના આગ્રહ બાદ રાયસિંહજીએ બોરસદ રહેવા કબુલ્યું.

( ૩ )

" બાપુ ! બાપુ ? પોળોનો રાવજી રહેવરોના મોટા લશ્કર સાથે ઇડર ઉપર ચઢી આવે છે ! "

" હેં ? તું શું સાચી વાત કહે છે. ? "

" હા બાપુ "

" તો જલ્દી જા અને કૃપાવંત અમરસિંહજી તથા દેવીસિંહને જલ્દી બોલાવ. "

" જેવી આજ્ઞા " કહી રજપૂત સરદાર ચાલ્યો ગયો.

" આવો અમરસિંહ, દેવીસિંહ. "

" હા અન્નદાતા, અત્યારમાં આ સેવકોને યાદ કરવાનું કારણ? "

" તમારા જેવા રાજ્યના વફાદાર સરદારોનું તો ડગલે ને પગલે કામ પડે. "

" તો અમે પણ માલીકને માટે માથુ આપવા ડગલે ને પગલે તૈયાર છીએ. "

" જુઓ ત્યારે પોળોના રાવજી રહેવરોના મોટા લશ્કર સાથે ઇડર ઉપર ચઢી આવે છે. આપણી પાસે હાલ વધુ લશ્કર નથી. કારણ કે ઓરસદના નવાબની સહાયના માટે આપણું લશ્કર ત્યાં ગએલું છે તે અત્યારે હાલ આવી શકે તેમ નથી. માટે કીલ્લાનો બચાવ આપણે કેવી રીતે કરવો તે બાબતની વાટાઘાટ માટે બોલાવ્યા છે."

" અન્નદાતા ! અમારો તો એવો વિચાર છે કે આપણા જેટલા હોય તેટલા લશ્કરથી રાવજીના સામે થવું અને તેને બતાવવું કે રાઠોડનો પંજો કેવો છે. ? "

" જેવી આજ્ઞા. " કહી બંને જણ ચાલ્યા ગયા. મહારાજા આનંદસિંહ પણ આ આવેલી આફતનો વિચાર કરતા કરતા રંગ મહેલમાં ચાલ્યા ગયા.

" વાઘેલી ? કાલે સવારે પોળોના રાવજી સામે યુધ્ધે જવાનું છે માટે તમે કુંવરને લઇને મારા બે વિશ્વાસુ સરદારો સાથે ડુંગર ઉપરના કિલ્લાની પાછળની બારીયેથી નીકળી સુરક્ષિત સ્થળે પહોંચી જજો. જો જીવતો રહઇશ તો મળીશ માટે કુંવરની બરાબર સંભાળ રાખજો. "

" નાથ ! મને રજપુતાણીના ધર્મમાંથી શા માટે વિમૂખ કરો છો ? કુંવરને આપના વિશ્વાસુ સરદારો સાથે એકલાને ગુપ્ત સ્થળે

મોકલી દયો. હું રાજ મહેલમાં ચીતા તૈયાર રાખીશ. કદાચ આપનો પરાજય થશે, તો હું બળી મરીશ. માટે મને જવાની આજ્ઞા કરશો નહિ."

"વાઘેલી ? આવા નાના ફુલ જેવા કુંવરને જંગલમાં એકલો રાખવાનું કહો છો ? તે શી રીતે બને ! આ ફુલ જેવો કુંવર તમારા વગર શી રીતે રહી શકે ? તે જો જીવતો હશે તો જરૂર તેના બાપની ગાદી પાછી મેળવશે. માટે તમે કુંવરને લઇને અહીંથી જાઓ તેજ ઇષ્ટ છે." છેવટ વાઘેલી રાણીને બહુ સમજાવી મહારાજા આનંદસિંહે પોતાના બે વફાદાર રજપૂત સરદારો સાથે ડુંગર ઉપરના કિલ્લાની પાછળની બારીયેથી રાતોરાત સુરક્ષિત સ્થળે રવાના કરી દીધા.

બીજે દિવસે સવારે કૃપાવંત અમરસિંહ અને દેવીસીંહની સરદારી નીચે ઇડરગઢમાં હતું તેટલું લશ્કર તૈયાર થયું અને મહારાજા આનંદસિંહની રાહ જોવા લાગ્યું.

થોડી ક્ષણમાં મહારાજા આનંદસિંહ પોતાના પાણીદાર ઘોડા ઉપર સ્વાર થઇ મેદાનમાં આવ્યા એટલે તમામ સૈનિકોએ પ્રચંડ જયધ્વની કર્યો.

આમ મહારાજા આનંદસિંહ પોતાના નાનકડા લશ્કરને લઇ રાવજીની વિશાળ સેના સામે લડવા ચાલી નીકળ્યા.

રાવજીએ દૂરથી જ્યારે મહારાજા આનંદસિંહના લશ્કરને જોયું ત્યારે તેને ખૂબ હસવું આવ્યું. તે બડબડવા લાગ્યો કે નક્કી ઇડરીયોગઢ થોડી ક્ષણમાંજ આપણો છે. જોતજોતામાં તો બંને લશ્કરો સામસામાં અથડાયાં, અને લોહી તરસ્યા રજપૂતોની તલવારો એક બીજાનાં માથાં કાપવા લાગી, અને ઘોર સંગ્રામ શરૂ થયો.

રાઠોડ વીર મહારાજા આનંદસિંહની તલવાર જ્યાં પડતી ત્યાં ભાગ્યેજ માણસ બચતું. કૃપાવંત અમરસિંહ અને વીર દેવીસિંહ

પણ અતુલ પરાક્રમ બતાવી રાવજીની સેનાનો સંહાર કરી રહ્યા હતા.

મહારાજા આનંદસિંહનું શરીર સેંકડો ઘાથી, ચારણીની માફક વીંધાઈ ગયું હતું. છતાં આ રાઠોડ ભૂખ્યા વાઘની પેઠે રાવજીના રજપૂતોનો સંહાર કરી રહ્યો હતો.

અંતે મહારાજા આનંદસિંહ પણ વીરને છાજે તેવી રીતે રણમાં પડ્યા.

રાવજી વિજયી બન્યો અને તે ઇડરના કીલ્લામાં પેઠો. અને ઈડર ઉપર તેણે પોતાની સત્તા સ્થાપી.

મહારાજા આનંદસિંહ રણમાં પડ્યા. એટલે તેમના વાઘેલા બે ચાર રજપૂત સૈનિકો તેમના શબને લઈ શારોકી તરફ નાસી ગયા, અને શારોકી તાબાના રોહીડે ગામ પહોંચ્યા.

" બા, બા, એક બીજા ખબર લાવ્યો છે કે, બાપુ રણમાં પડ્યા અને તેમનું શબ બે ચાર સૈનિકો રોહીડે લઈ ગયા છે."

" હા બા. "

" મારો સૌભાગ્ય સૂર્ય અસ્ત થયો ? મને સત ચડ્યું છે. મારા સ્વામી ને મારે છેટું પડે છે માટે અત્યારે હાલ રોહીડે ચાલ. હું મારા નાથના શબને ખોળામાં લઇ તેમની સાથે સ્વર્ગે જાઉં."

" પણ બા ? આ કુંવરનો શો વિચાર કર્યો ? આ છ વરસનું કુમળું બાળક આપના વીયોગે શી રીતે જીવી શકશે. ? "

" તેના નસીબમાં જે લખ્યું હશે તે થશે. તું તેની બરાબર સંભાળ રાખજે. અને તે મોટો થાય ત્યારે તેના બાપનું વેર લેવા કહેજે. "

આમ પોતાના છ વરસના કુમારને દાસીને ખોળે સોંપી વાઘેલી બે બીજા સાથે રોહીડે ચાલી.

દાસી બીચારી આંસુ સારતી કુંવરને લઇ રાણીને જતી જોઇ રહી.

છેવટે રાણી રોહીડે આવી પહોંચી અને પોતાના સ્વામીના શબને તેણે ખોળામાં લીધું.

જોતજોતામાં તો રાજવાડામાં બધે એ વાત પ્રસરી ગઇ કે ઇડરના મહારાજા આનંદસિંહજીની વાઘેલી રાણી સતી થાય છે એટલે આખું ગામ સતી માતાનો આશીર્વાદ મેળવવા એકઠું થયું. ઢોલ અને શરણાઇઓ વાગવા લાગી, અને લોકોએ “ સતી માતાની જય ” નો પ્રચંડ જય ધ્વની કર્યો.

વાઘેલીએ કુંકુમથી પોતાના કપાળમાં આડ કરી, કેશ છૂટા મૂક્યા હતા, અને સાક્ષાત્ દેવી સમાન સતી જ્યારે ચીતા ઉપર ચઢી ત્યારે લોકોએ ફરી જય ઘોષ કર્યો.

મહારાજા આનંદસિંહજીના મસ્તકને પોતાના ખોળામાં લઇ વાઘેલી રાણી ચીતા ઉપર નિર્ભયપણે બેઠી અને પછી ચીતાને અગ્નિ લગાડવામાં આવ્યો. સતીએ બધાને આશીર્વાદ આપ્યા. અને ઢોલ તથા શરણાઇઓ ખુબ જોરથી વાગવા લાગી.

વૈશ્વાનરની પ્રચંડ જ્વાળાઓ ભભુકવા લાગી અને થોડી ક્ષણમાં તો બંનેના દેહને તેણે ભસ્મીભૂત કરી નાખ્યા. લોકો નીરાશ વદને ઘેર તરફ વળ્યા.

( ૫ )

“ બાપુ, બાપુ, ગજબ થયો. ” એક સરદારે ભયભીત ચહેરે આવી રાયસિંહજીને ખબર આપી.

“ અલ્યા ગજબ શાનો ? તું આટલો બધો ગભરાય છે કેમ ? કોઇ લશ્કર લઇને ચઢીને આવતો નથી ને ? ”

" ના, ના, બાપુ ? બીજી વાત છે. "

" ત્યારે જલ્દી કહે ને ! આમ ગભરાય છે કેમ ? "

" બાપુ ! કહેતાં જીભ ઉપડતી નથી. "

" ત્યારે શા માટે અહીં આવ્યો છે ? " રાયસિંહજીએ જરા આંખ ફેરવી કહ્યું.

" બાપુ ! રહેવરોએ ઈડર લીધું અને મહારાજા રણુમાં પડ્યા."

" હેં ! તું શું સાચી વાત કહે છે ? "

" હા અન્નદાતા. "

" અલ્યા બહાર કોણ છે ? "

" જી " કહેતો પ્રતિહાર આવી હાજર થયો.

" જા અને નવાબને અત્યારેને અત્યારે બોલાવી લાવ. "

" જેવી આજ્ઞા, " કહી પ્રતિહાર ચાલ્યો ગયો.

" કેમ રાયસિંહજી ! મને યાદ કર્યો ! " નવાબે દીવાનખાનામાં પગ મૂકતાંજ પૂછ્યું.

રાયસિંહજી વિચાર નિદ્રામાંથી જાગ્યો, અને તેણે નવાબને આવકાર આપ્યો.

" નવાબ સાહેબ ? અત્યારે હાલને હાલ મારા માણસો સાથે હું ઈડર જવા માગું છું, માટેજ તમોને અત્યારે આમ એકાએક બોલાવ્યા છે. "

" અત્યારે હાલ ? એટલું બધું શું ઉતાવળનું કામ છે કે અત્યારે હાલ જવું છે ? "

" નવાબ સાહેબ ? જ્યાં સુધી મારી આ રક્ત પિપાસુ તલવાર રહેવરોના લોહીથી તૃપ્ત નહિ થાય ત્યાં સુધી મને શાંતિ થશે નહિ. "

આમ બોલી રાયસિંહ ક્રોધમાં ને ક્રોધમાં તલવાર તાણી ઉભો થયો, અને દાંત કચકચાવવા લાગ્યો.

" પણ રાયસિંહજી! આમ ઉગ્ર બનવાનું કારણ! " નવાબ સાહેબ! કારણ એજ કે હું અહીં છું અને ફક્ત થોડુંકજ લશ્કર ઇડરમાં છે. આવી ખબર મેળવી પોળોના રાવજીએ ઇડર ઉપર ચઢાઇ કરી અને ઇડર લીધું અને મહારાજા ઇડરનું રક્ષણ કરતાં રણમાં પડયા. "

" યા ખુદા? " નવાબના મોઢામાંથી એકાએક ઉદ્દ્ગાર નીકળી પડયો. અને તેણે રાયસિંહજીને કહ્યું રાયસીંહજી! શું કરૂં લાચાર છું કે અત્યારે મારી પાસે પૂરતું લશ્કર નથી. તેમજ મારે માથેથી હજી આફત ટળી નથી. નહિ તો તમારી સાથે ઇડર આવી મને અણીને વખતે મદદ કરનાર મહારાજા આનંદસિંહના મૃત્યુનો બદલો લેત." આમ વાતચીત કરી નવાબ અને રાયસિંહજી છૂટયા પડયા.

રણશીંગડું ફુંકાયું એટલે રાયસિંહજીની તમામ રજપૂત સેના તૈયાર થઇ એટલે રાયસિંહજીએ ઇડર તરફ પ્રયાણ કર્યું.

થોડા દિવસોમાં રાયસિંહજી પોતાના માણસો સાથે ઇડર પહોંચી ગયો અને ઇડર ઉપર હલ્લો કરવાનો લાગ તે શોધવા લાગ્યો.

પોળોના રાવજીએ જ્યારે જાણ્યું કે રાયસિંહજી પોતાના ભાઇનું વેર લેવા ઇડર ઉપર ચઢી આવ્યો છે. ત્યારે તેણે પોતાના રહેવર રજપૂતોના વિશાળ લશ્કરને ઇડરની આસપાસ ગોઠવી દીધું.

રાયસિંહજી પાસે રહેવરોનાં પહોંચી વળાય તેટલાં માણસો ન હતાં એટલે રાયસિંહજીએ બહારવટે રહી પોતાના ભાઇનું વેર લેવાનો વિચાર કર્યો. ઇડરવાડાના એ વિશાળ જંગલોમાં રહેઠાણ કરી રાયસિંહજીએ ઇડરનાં ગામ ભાગવાની શરૂઆત કરી, અને રાવજીને તે સતાવવા લાગ્યો.

એક દિવસે રાયસિંહજી એકલો એક પત્થરની શીલા ઉપર બેઠો કંઇ ઉંડા વિચારમાં ગરકાવ થઈ ગયો હતો. તેના માણસો દુર રસોઇ તૈયાર કરતા હતા, અને આજુબાજુનું વાતાવરણ શાન્ત હતું.

" ખમા ! મારા રાઠોડ કુળદીપકને આખરે મારો સાવજ આવ્યો ખરો ? "

રાયસિંહજી એકદમ વિચાર નીંદ્રામાંથી જાગ્યો અને તેણે ઉંચે જોયું તો પોતાના બારોટ કેસરીસિંહને પોતાની સન્મુખ ઉભેલો જોયો.

" બારોટજી ? તમે અહીં કયાંથી ? "

" મારા અન્નદાતાની શોધમાં ભાળ મેળવતો મેળવતો અહીં આવ્યો છું "

" બારોટજી ! હું અહીં છું એવી ખબર તમોને કોણે આપી ? "

" બાપ ! તારી શમશેરે, ઇડરમાં રહેવરો તારી બીકથી ઉંઘમાંથી ઝબકીને જાગી ઉઠે છે, અને રાયસિંહજી આવ્યો એમ બોલે છે. તેમજ આજુબાજુના ગામડાના લોકોએ પણ આપણી ખબર મને આપી, એટલે મને લાગ્યું કે જરૂર આપ આટલામાંજ હશો. એટલે શોધતો શોધતો આવી પહોંચ્યો. "

" બારોટજી ? મહારાજાએ ગામતરૂ કર્યું અને રાવજીએ મહારાજાને ઇડરમાં એકલા જોઈ દગાથી ઇડર લીધું પણ એ રાવજીને ઇડરમાં જો દૂધ, ચોખા, જંપીને જમવા દઉં તો મારૂં નામ રાયસિંહજી નહિ. "

" ખમ્મા ! મારા રાઠોડ ધણીને ! પણ બાપ આમ બ્હારવટુ ખેડે આ આભની સાથે વાતો કરતો આ ઇડરીયોગઢ તારે તાબે કેમ થશે ? "

"બારોટજી ! કિલ્લો કબજે નહિ થાય તો જીવીશ ત્યાં સુધી આ ઇડરોના ડુંગરોમાં રહી ભાઇનું વેર લઇશ. અને રહેવરોને જંપવા દઇશ નહિ"

"બાપુ ! મારૂં કહ્યું જો આપને ગળે ઉતરે તો એક વાત કહું."

"શી ?"

"જુઓ તમારી પાસે છે તેટલા માણસોથી કંઇ ઇડરનો કિલ્લો આપણુને મળે તેમ નથી. પણ સાબરકાંઠાના કોળી ઠાકોરો આપણુને જો સાથ આપે તો ઇડરનો કિલ્લો લેતાં આપણુને વાર લાગે નહિ. માટે આપ જંગલના થોડા વધુ ભાલો એકઠા કરો, અને હું સાબરકાંઠાના કોળી ઠાકોરોને આપણા પક્ષમાં લેવા જાઉં, એટલે પછી આપણું કામ નિર્વિઘ્ને પાર પડે."

"બારોટજી ? તમારો વિચાર બરાબર છે, પણ મને શંકા છે કે સાબરકાંઠાના કોળી ઠાકોરો આપણુને મદદ કરશે ?"

"બાપુ ? આપ એ વાતની ફીકર કરશો નહિ. એ કામ મારે માથે. થોડા દિવસોમાંજ હું કોળી ઠાકોરોને લઇ આપને અહીં આવી મળીશ."

રાયસિંહજી સાથે વાતચીત કરી બારોટ કેસરીસિંહ પોતાને પંથે પડયા.

થોડા દિવસોમાં બારોટ કેસરીસિંહ સાબરકાંઠાના ઠાકોરો અને તેમના કોળીઓને લઇ રાયસિંહજીને આવી મળ્યા.

"કેમ બારોટજી ! આવી પહોંચ્યા કે !"

"હા અન્નદાતા ? જુગદંબા તને પ્રસન્ન છે. તારૂં કામ ફત્તેહ થશે."

જોતજોતામાં તો મદદે આવેલા ઠાકોરો અને તેમના માણસોની પૂરતી મદદ મલવાથી રાયસિંહજી ઇડર ઉપર ચઢયો.

રહેવરો અને રાઠોડો વચ્ચે જબરો જંગ જામ્યો. ભાઇનું વેર લેવામાં તલ્લીન બનેલો રાયસિંહજી જ્યાં જ્યાં તલવાર ચલાવતો ત્યાં ત્યાં રહેવરોનાં માથાં દડાની માફક નીચે ગબડી પડતાં.

બારોટ કેસરીસિંહ રાયસિંહજીને પાનો ચઢાવતા યુદ્ધ નીહાળી રહ્યા હતા.

છેવટે રાયસિંહજીએ અતુલ પરાક્રમ કરી ગઢની મદારસાની ટુંક કે જ્યાંથી આખું ઈડર દેખાય છે, તે ટુંકનો કબજો લીધો, અને ત્યાંથી તેણે કિલ્લામાં પ્રવેશ કર્યો.

રાવજી હવે નાહિંમત બન્યો અને તે પોતાની અસલ રાજધાની પોળોમાં નાશી ગયો. એટલે તેના રહેવર રજપૂત સૈનિકો પણ હથિયાર છોડી નાશી ગયા. રાયસિંહજીના માણસો નાસતા દુશ્મનોની પાછળ પડયા, અને કેટલાકને કાપી નાખ્યા. રાયસિંહજીએ પોતાના રાજકવિ કેસરીસિંહને કહ્યું.

" બારોટજી ! આજનો બધો યશ તમને છે. તમે જો મદદ ન કરી હોત તો ઇડરના રાજ્ય સિંહાસનને હું શોભાવી શકયો ન હોત. "

" ના બાપ ! બધો યશ તારી તલવારનો અને તારા આ શૂરવીર યોધ્ધાઓનો. "

આમ વાતચીત થઇ રહ્યા પછી રાયસિંહજીએ પોતાની મદદમાં આવેલા સાબરકાંઠાના ઠાકોરોને યોગ્ય બક્ષિસો આપી, અને પોતાની સાથે મીઠો સહકાર રાખવા તેમને કહ્યું. પછી દરબાર બરખાસ્ત થયો.

મહારાજા આનંદસિંહના બાલકુંવર શીવસીંહજીને લઇ દાસી ઇડર આવી પહોંચી અને બાલકુંવરને તેણે રાયસિંહજીના ખોળામાં મૂકયો.

રાયસિંહજીએ ઇડરના ખરા હક્કદાર શીવસિંહજીને ઇડરની ગાદી ઉપર બેસાડ્યો, અને પોતે રાજ્ય કારભાર ચલાવવા લાગ્યો.

બારોટ કેસરીસિંહને રાયસિંહજીએ એક જાગીર કાઢી આપી. અને વંશપરંપરા તે જાગીર તેમને બક્ષીસ આપી.

આ પોળો ઈડરની લગભગ પાસે આવેલું સંસ્થાન છે, અને તેમાં રહેવર જાતના રજપૂતોનું રાજ્ય છે.

આમ રાયસિંહજીએ અતુલ પ્રરાક્રમ કરી પોતાના ભાઇના મૃત્યુનો બદલો રહેવરોનો ઘાણ વાળીને દીધો, અને ઈડરગઢ પોતાના તાબે કરી પોતાની સત્તા સ્થાપી.

( ૭ )

આજે આનંદોત્સવ થઇ રહ્યા હતા. રાયસિંહજીએ વિજયની ખુશાલીમાં ઇડરગઢના વિશાળ મહાલયમાં એક ભવ્ય દરબાર યોજ્યો હતો.

રજપૂતોને રણજંગમાં યશ પ્રાપ્ત કરાવવામાં સહાયભૂત થનાર અફીણ ખરલોમાં ઘુંટાઈ રહ્યું હતું અને લાલ કેશર જેવો કસુંબો તૈયાર થયો. રાઠોડ રાજવી રાયસિંહજીએ પોતાના રીતરિવાજ પ્રમાણે પ્રથમ બારોટ કેસરીસિંહને કસુંબો પાયો, અને પછી પોતે બારોટના હાથથી કસુંબો પીધો. એક પછી એક એમ રાઠોડ રજપૂતોએ કસુંબાને ન્યાય આપ્યો.

અત્યારના રાજ્યકરતા વિજયદેવજીના નામ ઉપરથી પોળોનું નામ વિજયનગર પાડવામાં આવ્યું છે, અને તેના રાજ્યકર્તા રાજવીના નામથી ઓળખાય છે, અને તે મહીકાંઠા એજન્સીમાં આવેલું છે. ઇડરનો એ જગમશહુર કિલ્લો અને તેની કાળ મીંઢ દિવાલો અત્યારે હાલ પણ જગતના પ્રવાસીઓની દ્રષ્ટીને ખેંચતી જેમને તેમ ઉભી છે.

અને મહારાજા આનંદસિંહની પાછળ સતી થએલી વાઘેલી રાણીની છત્રી અત્યારે હાલ પણ આ વાતની સાક્ષી પૂરતી શીરોહી તાબાના રોહીડા ગામે હયાત છે.



" સાહેબ! વાંક નથી ગુનો નથી, અને આમ વગર વાંકે મારી આ બાપદાદાના વખતથી ચાલી આવતી પળત જમીન આપ લઈ લેશો તો હું ખાઇશ શું ? "

" ભાઇ! હું શું કરૂં? મારે તો સાહેબનો હુકમ થયો એટલે નોટીસ કાઢયા વિના કંઇ છુટકો છે? "

" પણ આપ સાહેબને ન કહો? મારા વતી આપ સાહેબને જરા સમજાવો તો જરૂર સાહેબ માને. "

" જો ભાઈ! અમે તો સાહેબના હાથ નીચેના નોકરો કહેવાઇએ. અમારાથી તો સાહેબને કંઇપણ કહેવાય નહિ. માટે છાનોમાનો તું ચાલ્યો જા. તારી જમીન જરૂર ખાલસા થશે. તું હવે ગમેતેમ કરીશ; પણ તારૂં વળશે નહિ. "

" પણ આપ મને સાહેબ પાસે ન લઇ જાઓ? મારે સાહેબને થોડી વિનંતી કરવી છે. પછી જો સાહેબ માનશે તો ભલે. નહિ તો પછી ઘેર તો જવાનું છે. "

તલાટી દયાળુ હતો, તેને તલાજીની દયા આવી. અને તેથી તે તલાજીને વહીવટદાર સાહેબ પાસે લઇ ગયો.

કચેરીથી અજ્ઞાત એવો તલોજી તલાટીની પાછળ પાછળ વહીવટદાર સાહેબની ઓફીસમાં ગયો, અને વહીવટદાર સાહેબને તેણે ઝુકીને સલામ કરી.

તલાટીએ સાહેબને તલાજીની ઓળખાણ આપી. સાહેબે તલાજીને કહ્યું : " તારી જમીન ખાલસા કરવા માટે પ્રાંતમાંથી હુકમ આવ્યો છે. હવે તારૂં કંઇ વળે એમ નથી."

" પણ સાહેબ હું અને મારા છોકરાં ખાઇશું શું? આપ દયા કરી કંઈ રસ્તો કરો તો અમ ગરીબ ઉપર આપનો મહાન ઉપકાર થશે."

" એ અમારા હાથની વાત નથી, પ્રાંતમાંથી જે હુકમ થયો તે ખરો છે."

" પણ સાહેબ મારો કંઈ વાંક ગુનો ?"

" હવે માથું ખાધા વગર જાય છે કે નહિ ?"

" પણ સાહેબ "..............

" સિપાઈ ? "

" જી "

" આને ઓફીસની બહાર કાઢો "

" સાહેબ હું બહાર તો જાઉં છુંજ સિપાઇની કંઇ જરૂર નથી, પણ એટલું યાદ રાખજો કે આ તલાજીને વગર વાંકે કનડવામાં માલ નથી."

આમ કહી તલોજી ગુસ્સામાંને ગુસ્સામાં વહીવટદાર સાહેબની ઓફીસ બહાર નીકળી ગયો.

પાટણ તાલુકામાં આવેલા સુણસોર ગામનો આ તલોજી હતો. કોળીની નાતમાં તે આગેવાન હતો. ગાયકવાડ સરકારે કેટલીક બારખલી અને વાંટાની ખવાતી જમીનો ખાલસા કરવા માંડી હતી તેમાં સુણસોરના આ તલાજી કોળીની જમીન જે તેના બાપ-દાદાના વખતથી ખાતી હતી, તે પણ ખાલસા કરવા હુકમ થયો હતો. તલોજી પાટણ બે ચાર ધક્કા ખાઇ પાછો આવ્યો. પણ તેને

કંઇ જવાબ મળ્યો નહિ, એટલે તલાજીએ સરકાર પાસેથી કોઇપણ હિસાબે પોતાની જીવારકની પળત ખવાતી જમીન પાછી મેળવવાનો નિશ્ચય કર્યો.

આજે તલાજીને ત્યાં ચાલીસ ગામના પાટણવાડીયા કોળી એકઠા થયા હતા. આ ભેગા મળેલા ડાયરામાં શરાબની પ્યાલીઓ ઉડી રહી હતી. માથે પચીસ, પચીસ હાથના વળ દીધેલા ફેંટાઓ ઢાલની માફક શોભી રહ્યા હતા, અને ખભે તલવારો લટકી રહી હતી. આવા સેંકડો જુવાન અને વૃદ્ધો આજે તલાજીએ બોલાવ્યાથી તેને ત્યાં આવ્યા હતા. પાટણવાડાના ચાળીસ ગામના આ કોળીઓમાં લોહીયા જેવા સંપ હતો, અને વખત આવે ગમે તેની સામે ઝુઝવા પાછીપાની કરે તેવા નહોતા.

" કેમ તલાજી ! આજે આમ એકાએક ચાળીસ ગામના બધા ભાઇઓને બોલાવવાનું કંઇ કારણ ? " એક આધેડ વયના કોળીએ તલાજીને પ્રશ્ન કર્યો.

" મારે માથે આફત આવી છે. અને તે આફતમાં મારે મારા ચાલીસ ગામના ભાઇઓની સલાહ લેવી જોઇએ. તેથીજ આજે બધા ભાઇઓને મારે આંગણે નોંતર્યા છે. "

" આફત તો એજ કે મારા બાપદાદાના વખતથી ખવાતી મારી આ પળત જમીન સરકાર પડાવી લેવા માંગે છે. મારો કાંઇ વાંક ગુનો નથી. છતાં પણ મને આવી કનડગત થાય છે, પાટણ કચેરીમાં બે ચાર વાર ધક્કા ખાઇ આવ્યો પણ મારી દાદ કોઇ સાંભળતું નથી એટલે હવે શું કરવું ? "

" જો એમજ હોય તો પછી સરકારને બતાવવું જોઇએ કે વગર વાંકે બાપદાદાના વખતથી ચાલતી આવતી જમીનો કેમ ખાલસા થાય છે " એક જુવાન કોળી ઉશ્કેરાઇ જઇને બોલ્યો.

"પણુ ભાઇઓ ? આ સરકાર એટલે નાની સુની સમજશો નહિ. આતો ગાયકવાડ સરકાર સાથે કામ લેવાનું છે. બેટના વાઘેરોએ જ્યારે બંડ કર્યું; ત્યારે એ સેંકડો વાઘેરોના બંડને પલકમાં સમાવી દીધું હતું. માટે આ બાબતના પુરા વિચાર કર્યા પછીજ થાય તો સારૂં."

એક વૃદ્ધ અને અનુભવી કોળીએ બધા ડાયરામાં સલાહ આપી.

"દાદા ? આપ કહો છો તે વાત સાચી. પરંતુ મોત એક વાર આવે છે; બબ્બે વખત આવતું નથી. તો શા માટે મોતથી ડરવું ? અને ગાયકવાડ સરકાર સાથે લડતાં જો મરીશું તો પણુ જગતમાં નામ અમર થશે." તલાજીએ કહ્યું.

"હા ખરી વાત છે; ખરી વાત છે." એકી સાથે વૃદ્ધ કોળી સિવાય આખો ડાયરો બોલી ઉઠયો.

"ત્યારે તલાજી ? હવે શો વિચાર નક્કી કર્યો ?" એક કોળીએ પૂછ્યું.

"બ્હારવટું ? અને જેને મારી સાથે આવવું હોય તે ખુશીથી આવે. આવતી કાલે સવારે અમે અહિંથી નીકળી જઇશું."

આમ છેવટનો નિર્ણય કરી આ ડાયરો વિખરાયો. અને ચાલીસે ગામના આ જુવાન અને વૃદ્ધ કોળીઓ જુદીજુદી વાતો કરતા પોતપોતાને રસ્તે પડયા.

(૩)

"ઠકરાણી ! હું જાઉં છું. છોકરાંની ખબર રાખજે અને ગભરાઇશ નહિ. જો જીવતો રહીશ અને સરકાર સાથે જીત મળશે તો પાછો આવીશ. નહિ તો છેલ્લા રામરામ છે."

ઠકરાણીની આંખમાં તલાજીના શબ્દો સાંભળી આંસુ આવ્યાં.

" ઠકરાણી આ શું! આમ કાયરની માફક આંસું કેમ પાડે છે! શુરવીરની પત્નિને આવું કાયરપણું શોભે? આખરે સ્ત્રી જાત ઉપર જાય છે? "

તલાજીનાં આવાં વચનો સાંભળી ઠકરાણી છાની રહી. અને તેણે તલાજીને જવાની રજા આપી અને કહ્યું " ઠાકોર! છોકરાં છૈયાંની તેમજ મારી જરાપણ ચિંતા કરશો નહિ. હું પણ ક્ષત્રિયની પુત્રી છું. આપ સુખેથી સિધાવો; અને વિજય મેળવી વહેલા પધારજો. "

તલોજી પોતાનાં બાળકો તરફ એક છેલ્લી નજર નાખી ચાલી નીકળ્યો. ગામની ભાગોળે તેના તેર જુવાન સાથીદારો પોતપોતાનાં ઘોડાં સાથે તૈયાર ઉભા હતા.

આમ દિવસ ઉગતાં પહેલાં તલોજી અને તેના તેર સાથીદારો માતાજીનું નામ લઈ સુણુસોર બહાર નીકળી ગયા. અને આજથી પોતાના નવા જીવનની તેમણે શરૂઆત કરી.

બે ચાર દીવસ સુધી તો તલોજી બહારવટે નીકળ્યો છે એ વાત કોઈએ જાણી નહિ. પરંતુ તલાજીએ પાટણવાડાનું એક ગામડું ભાંગ્યું ત્યારેજ બધાંને ખબર પડી કે તલોજી બહારવટે નીકળ્યો છે. દિવસો ઉપર દિવસો જવા લાગ્યા. તેમ તેમ પાટણ તાલુકાનાં ગામડાં ભાગવા માંડયાં. અને સરકારી અમલદારો તથા તલાટીઓને હેરાન કરવાની તેણે શરૂઆત કરી. થોડા દિવસોમાં તો તલાજીની એટલી બધી ધાક પેસી ગઈ કે ગામ પરગામ જવા માટે પણ લોકો વિચાર કરવા લાગ્યાં. આમ કેટલાય દિવસો સુધી ચાલ્યું. આખરે પ્રજા થાકી અને પાટણ બહારવટીઆ તલાજીના ત્રાસની ખબર પહોંચી એટલે ગાયકવાડી લસ્કર ચોમેર થાણાં નાખી પડયું,

અને તલાજીને પકડવા માટે પોલીસ રાતદિવસ મહેનત કરવા લાગી. પણ તલોજી પકડાયો નહિ. તેણે બમણા જોસથી ધાડા પાડવાની શરૂઆત કરી.

પાટણથી તે અમદાવાદના બારા સુધી તલાજી અને તેના તેર માણસો લુંટ કરવા લાગ્યા

તલાજીની આવી બહાદુરી સાંભળી કાંકરેજની એક સોનારણને આ તલાજીને નજરે જોવાની ઇચ્છા થઇ. તેથી તેણી કાકરેજથી પાટણ સુધી કે જ્યાં તલોજી લુંટફાટ કરતો હતો ત્યાં આવી પહોંચી. બ્હારવટીયાઓ રોટલા ખાઈ જંગલમાં જરા આડે પડખે થયા હતા. દુરના એક મોટા રાયણના ઝાડ ઉપર ચાડીકો બબ્બે ગાઉ દૂર ફરતી લાંબી નજર નાખતો ચોકી કરી રહ્યો હતો. ત્યાં દૂરથી તેણે કોઇ જુવાન મદમસ્ત હાથી જેવી સ્રીને નિર્ભયપણે પોતાના રહેઠાણે આવતી જોઈ. આથી ચાડીકો ઝાડ ઉપરથી નીચે ઉતર્યો અને તેને તલાજીને અને બીજાઓને સાવધ કર્યા.

" કેમ બાઇ શું છે ? આમ ઉંઘમાંથી એકાએક કાંઈ જગાડવાનું કારણ ? લશ્કર તો આવતું નથીને ? " તલાજીએ ચાડીકાને પૂછ્યું.

" ના, ના, એતો કંઈ નથી. પણ એક કૌતુક છે. "

" શું ? " બધા આશ્ચર્ય પામ્યા.

" પણે દૂર કોઇ જોબનવંતી સ્ત્રી ઘરેણાંથી ભરેલી નીડરપણે આપણી તરફ ચાલી આવે છે. મેં તેણીને દૂરથી જોઇ માટે ખબર આપવા આવ્યો. "

ચાડીકાની વાત સાંભળી તલોજી સાવધ બન્યો અને આમ જંગલમાં બ્હારવટીયાઓના રહેઠાણ તરફ નીડરપણે એકલી ચાલી આવતી સ્ત્રીમાં તેને સાધારણ સ્રીઓ કરતાં કંઇક વિશેશતા લાગી. અને તે આવનાર સ્ત્રીની માર્ગ પ્રતિક્ષા કરવા લાગ્યો.

થોડીક્ષણમાં ધરતીને ધ્રુજાવતી પુરૂષને પણ શરમાવે એવા ગાત્રોવાળી એક યુવાન સ્ત્રી બ્હારવટીયાઓ પાસે આવી પહોંચી અને તેણે પૂછ્યું, " જુવાનો ! તમારામાંથી તલોજી કોણ ? "

આ સ્ત્રીની બોલવાની છટા તથા તેના બોલવા વિષે તલોજી વિચાર કરી રહ્યો હતો. ત્યાં સ્ત્રીએ ફરી પૂછ્યું, " તલોજી કોણ? "

" હું તલોજી " તલાજીએ વિચાર નિંદ્રામાંથી ઝબકીને જવાબ આપ્યો.

" તમેજ તલોજી ! હાશ પ્રભુ જેને જોવાને ઘણા દિવસથી મથતી હતી તે તલાજીનાં આજે પ્રત્યક્ષ દર્શન થયાં. "

" બાઇ તું કોણ છે ? અને આમ નિડરપણે બહારવટીયાઓ પાસે આવવાનું કંઇ કારણ ? " તલાજીએ કહ્યું.

" તલાટી ! હું કાકરેજની રહેવાસી છું. અને જાતે સોનારણ છું. ઘણા દિવસોથી કોઇ શુરવીરની મિત્રાચારી કરવા હું તપાસ કરી હતી ત્યાં તો બહાદુરીની વાતો સાંભળી, અને મારૂં હૃદય નાચી ઉઠયું. અને ઘણા દિવસથી મારા મનના માનીતા કોઇ બહાદુર મિત્રને શોધતી હતી તે આખરે મળ્યો અટલે તમને શોધતી શોધતી તમારી ભાળ મેળવતી આજે ઘણે દિવસે તમારી પાસે અહિં આવી પહોંચી છું. "

તલાજીને સોનારણની બોલવા ચાલવાની છટા ઉપરથી તેણી બહાદુર જણાઇ. અને તેણીનો શો વિચાર છે તે જાણવાની ઇચ્છા થઇ, એટલે તેણે સોનારણને પૂછ્યું, " ત્યારે શું તારે અમારી સાથે બ્હારવટે આવવું છે ! "

" હા જો બ્હારવટે ન આવવું હોત તો તમને શોધતી શોધતી કાકરેજથી અહિં શું કરવા આવત ? "

" ઠીક ત્યારે આજથી મારા આ તેર સાથીદારો છે તેમાં ચૌદમા સાથીદાર તરીકે તું. પણ તારો આ સ્ત્રીનો પોશાક પહેરી તું

અમારી સાથે શી રીતે આવીશ?" તલાજીએ પ્રશ્ન કર્યો.

"તલાજી! તે બાબતની તમે ફીકર કરશો નહિ. હું એ બાબતનો પહેલેથીજ બંદોબસ્ત કરીને આવી છું." આમ કહી સોનારણે ઓઢેલી સાડી કાઢી નાખી. ત્યાં તો બધાંના આશ્ચર્ય વચ્ચે મરદના પોશાકમાં કોઈ નવજુવાન જેવી સોનારણ બહારવટીયાઓ વચ્ચે શોભવા લાગી.

આમ તલાજીને કાકરેજની સોનારણ સાથે મિત્રાચારી બંધાઈ.

( ૪ )

દિવસો ઉપર દિવસો જવા લાગ્યા. તેમ તેમ તલાજી અને તેની ટોળીએ પાટણવાડામાં અનહદ ત્રાસ વર્તાવવા માંડયો. ગામડાં ઉજ્જડ થવા લાગ્યાં, અને પાટણની કચેરીમાં પ્રજાજનોએ રક્ષણ માટે ધા નાખી. આથી સરકારી અમલદારો તલાજીને પકડવા વધુ ઉશ્કેરાયા, અને ગાયકવાડી પોલીસ પાટણવાડાની ચારે બાજુ જાળાંની માફક પથરાઈ ગઈ. તલાજી પણ વધુ સાવધ બન્યો. અને તેણે ઝડપથી પોતાનું કામ આદરી દીધું. તેની સાથીદાર સોનારણ તલાજીની મુખ્ય સલાહકાર હતી. એટલે તલાજી સોનારણના કહ્યા મુજબ વર્તતો.

પોલીસનો આટલો બધો બંદોબસ્ત હોવા છતાં તલાજી પકડાયો નહિ. આથી સરકારે પાટણ તાલુકાના જંઘરાળ ગામના ઈનામદાર બારોટ પૃથ્વીરાજને પાટણ બોલાવ્યા. અને તેઓ ઈનામ પેટે જમીન ખાતા હોવાથી તેમને બહારવટીયાઓ પકડવામાં મદદ કરવાનું ફરમાવવામાં આવ્યું.

બારોટને માથે હવે ધર્મ સંકટ આવી પડયું. જો ના કહે તો સરકાર જમીન લઈ લે. અને હા કહે તો એક વીર પુરૂષને દગો થાય.

માટે હવે શું કરવું તેનો બારોટ વિચાર કરવા લાગ્યા. આખરે તેમણે નક્કી કર્યું, કે જમીન સરકાર ભલે લઇ લે; પણ દગો તો નહિજ કરવો, આમ નિશ્ચય કરી તેમણે ચોકખે ચોકખું સંભળાવી દીધું, કે મારી જમીન સરકાર ભલે પડાવી લે, તેની મને પરવા નથી. પરંતુ હું બારોટ જીવતાં સુધી તો દગો નહિ કરૂં.

છેવટે બારોટથી કંઇ વળશે નહિ, એમ ધારી તેમને રજા આપી. એક દિવસે બહારવટીયાઓ ભુલ્યા. તલાજીને પણ આ વાતનું ભાન રહ્યું નહિ. ઘોડાં ખેલવતાં, ખેલવતાં, બહારવટીયાઓ અમદાવાદ નજીક આવી પહોંચ્યા, અને બ્રીટીશ હકુમતનું એક ગામ તલાજીએ લુંટયું. બીજે દિવસે તલાજીએ બ્રીટીશ હકુમતનું બીજું ગામ લુંટયું. તેની ખબર ચોમેર ફેલાઈ ગઈ. આથી અમદાવાદનો ગોરો અમલદાર બ્રીટીશ લશ્કર સાથે તલાજીની પાછળ પડયો. અને ગાયકવાડી લશ્કરને તેણે સાથ આપ્યો. બંને લશ્કરો ભેગાં થવાથી તલાજી મુસ્કેલીમાં આવી પડયો. અને તે સંતાવવાની જગ્યાઓ ખોળવા લાગ્યો.

એટલામાં ભાળ મેળવતું, મેળવતું, બ્રીટીશ અને ગાયકવાડી લશ્કર તલાજીના રહેઠાણ આગળ આવી પહોંચ્યું, અને તેને ચારે બાજુએથી ઘેરો ઘાલ્યો.

તલાજી સાવધ બને તે પહેલાં તો બંને લશ્કરે ગોળીઓનો વરસાદ વરસાવવો શરૂ કરી દીધો. પણ ગોળીઓથી નહી ડરનાર તલાજી અને તેના ચૌદ સાથીદારોએ મોતથી નહિ ડરતાં સામો મારો ચલાવ્યો.

છેવટે તલાજી ઘાયલ થયો અને તેના કેટલાક સાથીદારો માર્યા ગયા અને થોડા વધ્યા હતા તેમણે હથિયાર નમાવ્યાં.

ઘાયલ તલાજીને કેદ પકડવામાં આવ્યો. અને આખું લશ્કર આજે વિજયની ધુનમાં મસ્ત બન્યું.

આરામ થતાં સુધી તલાજીને દવાખાને રાખવામાં આવ્યો. પછી તેના ઉપર મુકર્દમો ચાલ્યો. ધાડ, ખુન, અને બીજા ગુન્હાઓ માટે કોર્ટે તેને ફાંસીની સજા કરી. તલોજી ફાંસીની સજા સાંભળી લેવામાં ન ગભરાયો કે ન તેના ચહેરા ઉપર કંઇ ફેરફાર થયો. ને હસ્તે મોંએ તેણે ફાંસીની સજા વધાવી લીધી.

આજે તલાજીને ફાંસી દેવાની હતી. પાટણની કચેરી આગળ હજારો માણસોની મેદની આ વીર પુરૂષનાં છેલ્લાં દર્શન કરવા જામી હતી.

વખત થતાં પોલીસો બંદીખાનેથી તલાજીને ફાંસી આગળ લાવ્યા. ત્યાં સુણસોરથી તલાજીનાં બાળ બચ્ચાં તથા તેની સ્ત્રી તલાજીને છેલ્લીવાર મળવા માટે આવ્યાં હતાં. અમલદારોએ તલાજીને તેની સ્ત્રી સાથે વાતો કરવા પરવાનગી આપી.

" ઠકરાણી ? હું તો પ્રભુના ધામમાં જાઉં છું. પરંતુ તું હિંમત રાખજે અને આ છોકરાંને ઉછેરજે. છોકરો ઉમ્મર લાયક થાય એટલે તેને તેના બાપનું વેર લેવાનું કહેજે."

" બહુ સારૂં " તલાજીની સ્ત્રી માત્ર એટલુંજ બોલી શકી. અને હિંમતથી પોતાના પતિને ફાંસીએ ચડવાની વિદાય આપી. વખત થઇ જવાથી અમલદારોએ આ પતિ પત્નિને છુટાં પાડયાં.

ફાંસીએ ચડાવતા પહેલાં અમલદારોએ તલાજીને પૂછ્યું;

" તમારે કાંઇ કહેવું છે ?"

" ના " આટલો ટુંકો ઉત્તર આપી તલોજી ફાંસીએ ચઢયો. ચંડાળે પાટીયું ખસેડી લીધું. અને તેની સાથેજ રેશમની દોરી તલાજીના ગળામાં સજ્જડ બેસી ગઇ, અને તેનું શબ લટકવા લાગ્યું.

નામદાર ગાયકવાડ સરકારે તલાજીની બહાદુરીથી ખુશ થઇ તેના છોકરાને કેટલીક જમીન બક્ષીસ આપી. અત્યારે હાલ પણ તલાજીના વંશવારસો આ ગીરાસ સુણસોરમાં ભોગવે છે.

અત્યારે ઠેકઠેકાણે રાવળા હથ્થાવાળાઓ આ તલાજીનો રાસડો ઘેર ઘેર ગાય છે. એ રીતે વીર તલાજીનું નામ ચોમેર ફેલાઇ ગયું છે.



(૧)

" બાપુ સાંભળ્યું કે ? "

" શું ? "

" આપના નાનાભાઈ માલમસિંહ ટીંટોઇના ઠાકોર કનકાજીને શરણે ગયા છે. "

" શું કરવા ? "

" બાપુ ? આપ તો ભોળાને ભોળાજ રહ્યા. ચાંદણીની ગાદી ઉપર બેસવા માટે ટીંટોઇના ઠાકોરની મદદ લેવા માટે ગયા છે. "

" હેં ? શું સાચી વાત કહે છે ? "

" હા બાપુ ? તદ્દન સાચી વાત છે. "

" પણ હું પાટવી હોવાથી ચાંદણીની ગાદીનો ખરો હક્કદાર હું છું. તો પછી માલમસિંહને આમ રાજ્યલોભ થવાનું કારણ ? "

" બાપુ ? કારણ એજ કે તેમના મિત્રોની કાન ભંભેરણીથી તેઓ ગાદીએ બેસવા માગે છે. અને રાજ્યલોભ શું નથી કરતો ? "

" ત્યારે આપણે પણ કાંઇ કરવું જોઇએ. નહિ તો કનકાજીની મદદ લઇ માલમસિંહ જરૂર ચાંદણીની ગાદી બથાવી પડશે. "

" હા અન્નદાતા ? આપણે પણ કોઇને શરણે જવું જોઇએ. "

" પણ આપણે કોને શરણે જવું ? "

" બાપુ ટીંટોઇના ઠાકોર કનકાજીને પહોંચી શકે એવા કોઈ બળવાન ઠાકોરની આપણે સહાયતા લેવી જોઇએ. "

" એવો કોણ છે ? "

" અન્નદાતા ! વાંકાનેરના ઠાકોર ધીરજીની આપણે મદદ માગીએ તો જરૂર આપણું કામ થાય એમ છે. ઈડરના મહારાજા ગંભીરસિંહનો તે માનીતો છે, અને મહારાજા કુંવર ઉમેદસિંહનો તે ખાસ દોસ્ત હોવાથી ટીંટોઇનો ઠાકોર ફાવી શકશે નહિ. "

" હા ? એ વાત બરોબર છે. આજેજ હું ધીરજીને શરણે જાઉં છું. અને તેને અહિં બોલાવી લાવી ચાંદણીની ગાદી ઉપર બેસીશ. "

આમ વાતચીત કરી ચાંદણીનો પાટવી કુંવર સામસિંહ અને તેનો વફાદાર સામંત છુટયા પડયા.

ઈડરની ગાદી ઉપર મહારાજા શિવસિંહ જે વખતે રાજ્ય કરતા હતા, એ વખતે ઈડર તાબાની ચાંદણી જાગીર ઉપર સુરજમલની સત્તા હતી. તે વખતે વડોદરાના ગાયકવાડ સરકાર તરફથી આપાસાહેબ મરાઠાઓની મોટી ફોજ સાથે ઇડર ઉપર ચઢી આવ્યો અને રાવ શિવસિંહજીના ભાઇ રાયસિંહજીનો ઇડરનો અડધો ભાગ તેણે લખાવી લીધો. એ લેખ ઉપર આ ચાંદણીનો ઠાકોર સુરજમલ રાઠોડે સહી નહિ કરતાં બહારવટું લીધું. અને આપાસાહેબને હેરાન હેરાન કરી નાખ્યો. આખરે આ સુરજમલથી કંટાળી આપાસાહેબ ઈડરના રાવ શિવસિંહજી પાસેથી રૂપીઆ ચાલીસ હજાર લઈ વડોદરા પાછો ફર્યો, એટલે સુરજમલ પુનઃ પોતાની જાગીરમાં પાછો આવ્યો.

તેના મરણ પછી તેનો પુત્ર સબલસિંહ ચાંદણીની ગાદી ઉપર આવ્યો. તે પોતાની પાછળ બે કુંવરો મુકી દેવલોક પામ્યો.

આ બંન્ને કુંવરોમાં ચાંદણીનો વારસ સામસિંહ હતો પણ તેના નાનાભાઈ માલમસિંહના મિત્રોએ તેને સમજાવ્યાથી ચાંદણીની ગાદી લેવા તે લલચાયો. અને ટીંટોઇના ઠાકોર કનકાજીને શરણે ગયો એટલે સામસિંહે વાંકાનેરના ઠાકોર ધીરજીની મદદ માગી.

( ૨ )

" કનકાજી ! જો મને ચાંદણીની ગાદી તમે અપાવશો તો તમારા છોકરાને હું ખોળે લઇશ." ચાંદણીના નાના કુંવર માલમસિંહે ટીંટોઇના ઠાકોરને કહ્યું.

" અરે વાહ ! એમાં શી મોટી વાત છે. ચાંદણીની ગાદી તમારીજ છે એમ સમજજો " કનકાજીએ કહ્યું.

" પણ મેં સાંભળ્યું છે કે, સામસિંહ વાંકાનેરના ધીરજી પાસે મદદ માટે ગયો છે. "

" અરે એ ધીરજીના શા ભાર છે કે કનકાજીની ઉપરવટ થઇને ચાંદણીની ગાદી ઉપર તે સામસિંહને બેસાડે. "

" અલ્યા બહાર કોણ છે ? "

" જી " કહેતો એક પ્રતિહાર અંદર આવ્યો.

" જા, અને નાયકને કહે કે ચાંદણી તરફ જવું છે, માટે પચીસ આદમીને તૈયાર કરે. "

" જેવી આજ્ઞા. " કહી પ્રતિહાર ચાલ્યો ગયો.

થોડીવારમાં પોતાના પચીસ હથિયારબંધ માણસોની ટુકડી લઇ કનકાજી માલમસિંહની સાથે ચાંદણી આવ્યો.

આ બાજુ ધીરજી પણ પોતાના માણસો સાથે ચાંદણીમાં હાજર હતો.

કનકાજીએ ચાંદણીમાં આવી કહ્યું કે માલમસિંહ ચાંદણીની ગાદી ઉપર બેસશે.

ધીરજીએ કહ્યું કે ચાંદણીનો ખરો હક્કદાર સામસિંહ છે એટલે ચાંદણીની ગાદી ઉપર સામસિંહજ બેસશે.

આમ બન્ને ઠાકોરો વચ્ચે બોલાચાલી થઈ એટલે કંઈ પણ નિર્ણય નહિ કરતાં બન્ને ઠાકોરો પોતપોતાને રસ્તે પડયા. આ વખતે ઇડરમાં મહારાજા ગંભીરસિંહની સત્તા હતી. એટલે ચાંદણીના કારભારીએ મહારાજાની મદદ માગવા વિચાર કર્યો.

" અન્નદાતા ! બહાર ચાંદણીના કારભારી પધાર્યા છે, અને આપને મળવા માગે છે. " એક પ્રતિહારે આવી ખબર આપી.

" જા તેમને અહિં લઈ આવ "

" જેવો અન્નદાતાનો હુકમ " આમ કહી પ્રતિહાર ચાલ્યો ગયો.

" કેમ કારભારીજી ! આવો " મહારાજા ગંભીરસિંહે ચાંદ-ણીના કારભારીને આવકાર આપ્યો.

" હા અન્નદાતા. " કારભારીએ વિવેક કર્યો.

" બોલો કેમ પગલાં કર્યાં ? "

" અન્નદાતા ! આપની મદદ લેવા આવ્યો છું. "

" શાની મદદ ? "

" ચાંદણીની ગાદી માટે બન્ને ભાઇઓમાં તકરાર પડી છે, માટે આપ ચાંદણી પધારી બન્ને ભાઇઓની તકરારનો નિવેડો આણો. "

" પણ ટીંટોઇના ઠાકોર કનકાજી અને વાંકાનેરનો ધીરજી બંને તકરાર પતાવવા આવ્યા હતા તેનું શું થયું. "

"અન્નદાતા ! આપ અમારા ધણી છો. અને ચાંદણી આપના તાબાની જાગીર છે. એટલે આપના વિના બીજો કોણ ગાદીએ બેસાડી શકે ? "

"ઠીક કારભારીજી તમારો આગ્રહ છે તો હું જરૂર આવીશ"

"ખમ્મા રાઠોડ ધણીને !" આમ કહી કારભારીએ રજા લીધી.

"કેમ કારભારીજી ? મહારાજાએ શો જવાબ આપ્યો ? " ચાંદણીના કુંવર સામસિંહે કારભારીને પાછો આવેલો જોઇ પુછ્યું.

"બાપુ ? આપનો વિજય. મહારાજાએ અહિં આવવાનું કબુલ કર્યું છે, પણ એક વાત આપણે વિચારવા જેવી છે."

"શું ?"

"એજ કે મહારાજા પોતે અહિં પધારે અને આપને તલવાર બંધાવી ગાદી ઉપર બેસાડે એટલે મહારાજાને આપણે કંઇક નજરાણું કરવું જોઇએ."

"તે કોણ ના પાડે છે ? તમારી ધ્યાનમાં આવે તે કરવાની હું તમને પરવાનગી આપું છું."

"મારો વિચાર તો એવો છે કે મહારાજાને આપના તાબાનું ગામ કોટડું નજરાણા તરીકે આપવું."

"બરોબર છે, મહારાજા પણ આપણા ઉપર ખુશ રહેશે."

આમ વાટાઘાટ નક્કી કરી કુંવર સામસિંહ અને કારભારી બંને છુટા પડયા.

થોડા દિવસો પછી ઇડરના મહારાજા ગંભીરસિંહ ચાંદણી પધાર્યા. અને તેમણે ગાદીના ખરા હક્કદાર સામસિંહને તલવાર બંધાવી ચાંદણીની ગાદી ઉપર બેસાડયો. એટલે પ્રથમથી નક્કી કર્યા પ્રમાણે કોટડા ગામનો લેખ કારભારીએ મહારાજાને આપ્યો.

ટીંટોઇના ઠાકોર કનકાજીનુ વાંકાનેરના ઠાકોર ધીરજીએ ચાંદણીમાં અપમાન કર્યાંથી બંને વચ્ચે પાકું વેર બંધાણું. એટલે કનકાજીએ આજુબાજુથી ચારસો માણસોને એકઠા કર્યા અને પોતાના અપમાનનો બદલો લેવા તે વાંકાનેર ઉપર ચઢયો.

" બાપુ? બાપુ? ટીંટોઇનો ઠાકોર કનકાજી ચારસો માણસો સાથે ચઢી આવે છે. " એક બાતમીદારે આવી ધીરજીને ખબર આપી.

" કંઈ હરકત નહિં. એને પણ ખબર પાડવી જોઇએ કે ધીરજી સામે વેર બાંધવું ઠીક નથી. "

" અલ્યા બહાર કોણ છે? "

" બાપુ? " કહેતો એક રાજપુત સામંત હાજર થયો.

" જા નગારે ઘાવ કર "

" જેવી આજ્ઞા " કહી રજપુત સામંત ચાલ્યો ગયો.

ધીબાંગ, ધીબાંગ, ધીબાંગ, દરબારગઢનું મોટું નગારૂં વાગવા લાગ્યું. અને તેનો પડઘો ચોતરફ ગાજી રહ્યો.

જોતજોતામાં તો હથિયારોથી સજ્જ થઇ રાજપુતો એક પછી એક ધીરજીના દરબારગઢ આગળ એકઠા થવા લાગ્યા.

થોડી ક્ષણમાં આમ ધીરજીનું લશ્કર તૈયાર થઇ ગયું. અને તે ટીંટોઇ ઠાકોર કનકાજીના સામે લડવા માટે ચાલી નીકળ્યો.

બંને ઠાકોરો વચ્ચે વાંકાનેરની સરહદ ઉપર ધીંગાણું મચ્યું. અપમાનનો બદલો વાળવા માટે કનકાજી ધીરજી ઉપર જોસબંધ તુટી પડયો. પણ ધીરજીના મોતને મુઠીમાં લઇને ફરનારા રાજપૂત સામંતોએ કનકાજીના એ ધસારાને પાછો પાડયો. અને પોતાનું પાણી બતાવવા મરણીયા રાજપૂતો ટીંટોઈવાળા ઉપર તુટી પડયા.

સંધ્યાકાળ થતા થતામાં તો ધીરજીએ કનકાજીના સેંકડો માણસોને કાપી નાખ્યા. અને વાંકાનેર પાછો ફર્યો.

બીજે દીવસે પ્રાતઃકાળે આજુબાજુના ઠાકોરોએ વચ્ચે પડી આ બંને જણાને સમજાવ્યા. અને એ રીતે તે વખતે લડાઇ બંધ રહી. પણ બંનેના મનમાં વૈરની ધૂન તો એવી ને એવી રહી.

( ૩ )

ઇડરની ગાદી ઉપર મહારાજા ગંભીરસિંહ આ વખતે રાજ્ય કરતા હતા. તે વખતે ખુમાણસિંહ નામના એક રાજપૂત સામંતે મહારાજાની સારી બરદાસ ઉઠાવી તેથી ખુશ થઇ મહારાજાએ ખુમાણસિંહને વાંકાનેર કે જે ઇડર સંસ્થાનના તાબે છે તે બક્ષીસ આપ્યું. અને તેનું દરબારમાં માનપાન વધાર્યું.

" બાપુ ? ફરિયાદ, ફરિયાદ. " એક બાઇએ આવી ઇડરના દરબાર આગળ ધા નાંખી.

" અલ્યા બહાર કોણ છે ? "

" જી બાપુ ? " કહેતો એક રાજપુત સામંત અંદર આવ્યો.

" જો તો, બહાર કોણ સાદ પાડે છે. "

" જેવો હુકમ " કહી ઝુકીને રાજપૂત સામંત બહાર ચાલ્યો ગયો.

" અન્નદાતા ? પાનોલની એક ચારણ બાઇ બહાર ધા નાખતી ઊભી છે. અને આપને ફરિયાદ કરવા આવી છે " રાજપૂત સામંતે બહાર તપાસ કરી મહારાજા ગંભીરસિંહને કહ્યું.

" જા તેને અંદર મોકલ. "

" જેવો હુકમ " કહી રાજપૂત સામંત બહાર ચાલ્યો ગયો.

દરબારગઢના વિશાળ ચોગાનમાં ઇડરના મહારાજા ગંભીરસિંહ આવીને ઉભા અને ચારણ બાઇની રાહ જોવા લાગ્યા.

" ખમ્મા મારા રાઠોડ કુળદીપકને ? દેવી આપનાં રખવાળાં કરે મારા બાપ. " આમ બોલી ચારણીઆણીએ મહારાજાનાં ઓવારણાં લીધાં.

" કેમ ચારણદેવી ? તમારી શું ફરિયાદ છે ? " મહારાજાએ પૂછયું.

" બાપ ? અમે આપનાં આશ્રીત ચારણ છીએ. અને આપના તરફથી જીવારકમાં મળેલા ગામ પાનોલમાં રહીએ છીએ. મારો ચારણ નિઃસંતાન મરણ પામવાથી મારી સાસુએ અને મેં અમારા સગાને પાનોલનો છઠ્ઠો ભાગ કરીને રાખ્યો. પણ તે કમતીયાની બુદ્ધિ બગડી અને આખું ગામ કબજે કરવાની લાલચે તેણે અમને બંનેને મારી નાખવાનો વિચાર કર્યો. મારી વૃદ્ધ સાસુને કટાર મારી તેણે મારી નાંખી એટલે હું પાનોલમાંથી નાસીને અહિં ફરિયાદે આવી છું. "

" ચારણીદેવી ? તમે જાઓ હમણાંજ હું એ ખૂનીને અહિં પકડી મંગાવી તેને યોગ્ય શિક્ષા કરૂં છું. "

" ખમ્મા અન્નદાતા ? આપનું રાજ અમર તપો. અને આપના જેવા પ્રજાપાલક રાજવી ઈડરની ગાદી ઉપર કરોડ વર્ષ રાજ કરો. " આમ આશીર્વાદ આપતી ચારણીઆણી પોતાને રસ્તે પડી.

અત્યારની માફક રાજવીઓ તરફથી પ્રજાને બહુ દુઃખ પ્રથમ દેવામાં આવતું નહિ. પ્રજાની ફરિયાદ રાજવી જાતેજ સાંભળતા. અને અત્યારની માફક રજવીઓનાં મોં ફરિયાદે જનાર પ્રજા જઇ શકતી નથી તેમ તે વખતે નહોતું. જેને જે ફરિયાદ કરવી હોય તે રાજવીના રૂબરૂ કરી શકતું. અને તેને યોગ્ય જવાબ પણ મળતો.

ઈડરના મહારાજા ગંભીરસિંહના વખતમાં ચારણો અને બારોટોનું ખુબ માન હતું. અને તેમને ઇડરના રાવ તરફથી ઘણાં ગામ આપવામાં આવતાં. વિજાપુરના કેટલાક બારોટોનાં ગામ અત્યારના ઇડરના રાજવીએ ખાલસા કર્યાં છે. પણ હજુ કેટલાંક ગામ બારોટોનાં ઈડરવાડામાં છે. અને અત્યારે પણ તેની ઉપજ તેઓ ખાય છે, તેમજ ચારણોનાં પણ કેટલાંક ગામ અદ્યાપી ઇડરવાડામાં હયાત છે.

"કેમ અન્નદાતા? આજે આમ એકાએક બધા ચારણોને અહિં બોલાવ્યા છે?" એક વૃધ્ધ ચારણે પોતાની દાઢી હાથથી સાફ કરતાં કરતાં મહારાજા ગંભીરસિંહને પૂછ્યું.

"દેવિપુત્રો? આજે એક મહાન આફતમાં હું આવી પડયો છું. તેથી તમો બધાને અહિં બોલાવ્યા છે. વાત એમ છે કે પાનોલનો ચારણ નિઃસંતાન ગુજરી જવાથી તેની વૃધ્ધ માતાએ તથા તેની સ્ત્રીએ તેમના દુરના સગા એક ચારણને પોતાને ત્યાં રાખ્યો. એટલે આ ચારણે વૃધ્ધ ડોશીનું ખુન કર્યું છે. માટે તમે પાનોલ જઇ ચારણને પાનોલમાંથી નીકળી જવાનું કહો એટલે બસ. એ ચારણ છે એટલે હું તેને મારી શકું તેમ નથી."

"અન્નદાતા? અમે જઇને ચારણને પાનોલમાંથી કાઢી મુકીશું. આપ એ બાબત નિશ્ચિંત રહેજો." આમ કહી ચારણોએ જવાની રજા લીધી.

આખા ઈડરવાડામાં પાનોલના આ ખુની ચારણની વાત ફેલાઈ ગઇ એટલે આખા ઇડરવાડાના ચારણોનાં ટોળેટોળાં પાનોલ ઉતર્યાં. અને આ ખૂની ચારણને પાનોલમાંથી નાસી જવાને કહ્યું.

અભિમાની ચારણે પોતાની નાતની અવગણના કરી અને પાનોલ છોડવાની તેણે ના પાડી.

બધા ચારણોએ તેને ખૂબ ખૂબ સમજાવ્યો પણ તે ચારણ એકનો બે થયો નહિ.

છેવટે નીરૂપાયે બધા ચારણો પાનોલથી પાછા ફર્યાં. અને મહારાજાને આ ચારણની હઠની વાત વીદીત કરી.

મહારાજાએ આ વાત જાણી એટલે તેમણે પચાસ સિંધીઓને પાનોલ મોકલવાનો વિચાર કર્યો.

જોતજોતામાં તો આ વાત તમામ રાજપુત સામંતોના જાણવામાં આવી. એટલે બધાએ વિચાર કર્યો. " ગમે તેવો ખુની પણ ચારણ, રાજપુત પોતાને હાથે ચારણને મરાવે તો પછી ક્ષત્રીયવટને ઝાંખપ લાગે. અને રાજપુત હત્યારો ગણાય. માટે ગમે તેમ કરી મહારાજાને આપણે મનાવવા જોઇએ. "

" પણ મહારાજા કોઇનું માને એમ નથી તેનું શું ? " એક રાજપુત સામંતે શંકા ઉઠાવી.

" અરે મહારાજા ખુમાણસિંહનું તો જરૂર માનશે. " એક અનુભવી રાજપુતે બધાને કહ્યું.

" હા હા. એ વાત ખરી છે. ખુમાણસિંહ પાસે આપણે બધા જઇએ. અને એમને આપણે આ વાત કરીએ એટલે તે મહારાજાને કહેશે તો ચારણ જરૂર બચશે. "

આમ વિચાર નક્કી કરી બધા રાજપુત સામંતો મહારાજા ગંભીરસિંહના માનીતા સરદાર ખુમાણસિંહ પાસે ગયા. અને તેને બધી વાત કહી.

ખુમાણસિંહ પણ રાજપુત હતો. ચારણ તેને મન દેવ હતો. એટલે તેણે પાનોલના આ ખુની ચારણને મહારાજા ગંભીરસિંહના ક્રોધમાંથી બચાવવાને પોતાને માથે લીધું. કારણ કે તેનો અને મહારાજ ગંભીરસિંહનો એવો સંબંધ હતો કે કોઇ પણ કામ

ખુમાણસિંહને પૂછ્યા વિના મહારાજા કંઇ કરતા નહિ. એટલે તેને આ બાબતમાં પૂરો વિશ્વાસ હતો.

" અન્નદાતા ? સાંભળ્યું છે કે પાનોલના ખૂની ચારણને પકડવા માટે પચાસ સિંધીઓને આપ મોકલવાના છો. એ વાત શું સાચી છે ? " ખુમાણસિંહે મહારાજાને પૂછ્યું.

" હા ! ખુમાણસિંહજી ! મેં જ્યારે તે ચારણ પાનોલમાંથી ગયો નહી, માટે સિંધીઓને મોકલી તેને અહિં પકડી મંગાવી રીતસર તેનો ન્યાય કરવો છે " મહારાજાએ પોતાનો વિચાર જણાવ્યો.

" અન્નદાના ? ગમે તેવો તોયે ચારણ છે. રજપૂતોને તે પુજ્ય છે. આમ સિંધીઓને મોકલશો એટલે તે પકડાશે નહિં અને ત્રાગું કરશે. માટે આપ ચારણની હત્યા શા માટે વહોરો છો ? "

" પણ તેને રાજ્યસત્તાનું અપમાન કર્યું છે. અને વળી તે ખુની છે, માટે તેને તો યોગ્ય સજા થવી જોઇએજ. "

" અન્નદાતા ? માની જાઓ આટલી વખત આપને હું વિનવું છું કે આ ચારણને માફી આપો. " ખૂમાણસિંહે મહારાજાને વિનંતી કરી.

" ખૂમાણસિંહજી ? તમે ગમે તેટલી વિનંતી કરશો તોપણ હું આ વખતે તો માનવાનો નથી. " મહારાજા મક્કમ બન્યા.

" તો અન્નદાતા ! હવે આપને ફરી હું કોઇ વખતે વીનવવા આવવાનો નથી. "

" જેવી તમારી મરજી. " મહારાજાએ ટુંકો ઉત્તર આપ્યો. આ ઉત્તર સાંભળી ખૂમાણસિંહને ખૂબ દુ:ખ થયું. અને તે દરબાર ગઢમાંથી ભગ્ન હૃદયે રીસાઇને ચાલ્યો ગયો.

આમ મહારાજાએ ખુમાણસિંહની વાત નહીં માનતાં પચીસ સિંધીઓને પાનોલ મોકલ્યા.

ચારણે આ વાત જાણી એટલે તે પોતાની પ્રિય કટારી લઈ તૈયાર થયો.

સિંધીઓએ પાનેરુ આવી ચારણનું ઘર ઘેર્યું, અને ચારણને પકડવા માટે તેઓએ હલ્લો કર્યો.

" જય મા ખોડીયાર ! " આમ કહી ચારણ કટારી લઇ સિંધીઓના ટોળા ઉપર ધસી ગયો અને તેણે એ સિંધીઓને ઘાયલ કર્યા. પછી પોતાને હાથે ગળે કટાર ખાઈ તેણે ત્રાગું કર્યું.

સિંધીઓ ઇડર પાછા ચાલ્યા ગયા અને મહારાજાને બધી હકીકત જણાવી.

આ બનાવ બન્યાથી ખુમાણસિંહને ખૂબ લાગી આવ્યું. અને તેને પોતાનું જીવન અકારૂં થઇ પડયું. પોતે જાણવા છતાં એક ચારણને તે બચાવી શકયો નહિ, આથી તેને બહુ દુઃખ થયું. અને તે પોતાના ગામ વાંકાનેર ચાલ્યો ગયો.

થોડા દિવસો પછી તેણે આ પાપનું પ્રાયશ્ચિત કરવા માટે હિમાલયે ગળવા જવા વિચાર નક્કી કર્યો. અને તે વાંકાનેરમાંથી માથે ભગવું લુગડું બાંધી ચાલી નીકળ્યો.

" બાપુ ? બાપુ ? ગજબ થાય છે, આપના માનીતા સરદાર ખૂમાણસિંહજી હિમાલયે ગળવા માટે જાય છે. " એક સામંતે આવી મહારાજા ગંભીરસિંહને ખબર આપી.

આ વાત સાંભળી મહારાજા ગંભીરસિંહ પોતાના સરદારને મનાવવા માટે વાંકાનેર ગયા અને ખૂમાણસિંહને ખુબ સમજાવ્યો. પણ પોતાનો વિચાર ફેરવ્યો નહીં, એટલે મહારાજા દીલગીર મને ઇડર પાછા ફર્યા.

ખૂમાણસિંહ હિમાળે ગળવા ચાલ્યો. એટલે વાંકાનેરની બધી પ્રજા ઘણી દીલગીર બની. અને રાણીઓ પણ રોકકળ કરવા લાગી,

પણ જોગી જેવા ખૂમાણુસિંહનું ચિત્ત ચળ્યું નહીં. તેને પોતાના પાપનું પ્રાયશ્ચિત કરવાના વિચારોમાં મશગુલ બની વાંકાનેરમાંથી ચાલી નીકળ્યો તે વખતે એક ચારણે દુહો કહ્યો.

નારી ઠમકો પીયે, ચિત્ત ખુમાણ ચળ્યું નહિ,
ભોળો ઇ ભીલડાએ, જલંધર મોહ્યાં ખુમણા.

ખુમાણુસિંહ પછી તેનો વીસ વરસનો યુવાન કુંવર ધીરજી વાંકાનેરની ગાદી ઉપર આવ્યો.

પોતાના માનીતા સરદારપુત્ર ઉપર ઇડરના મહારાજાની પૂર્ણ કૃપા થઇ. અને ખુમાણુસિંહની માફક ધીરજીને પણ ઇડરના રાજ-દરબારમાં બહુ માન મળવા લાગ્યું. વળી મહારાજા કુંવર ઉમેદસિંહ અને ધીરજી બંને સરખી ઉંમરના હોવાથી બંને વચ્ચે મિત્રાચારી બંધાઇ.

(૪)

“ ધીરજી? આમને આમ અહિં ચાર માસ તો થયા. હવે ક્યાં સુધી અહિં પડયા રહેવું, હવે તો કંઈ રસ્તો જડે તો ઠીક.” ઇડરના મહારાજા ગંભીરસિંહે નિઃશ્વાસ નાંખ્યો.

“ અન્નદાતા? આમ હિંમત હાર્યે કામ થવાનું નથી. ચાર માસ ભેગા હવે એકાદ માસ વધારે. ” ધીરજીએ કહ્યું.

“ પણ આપણે કુંવરને એકલા મુકી અહિં આવ્યા છીએ ત્યાં શી દશા હશે? વળી કોઇ શત્રુ કદાચ ઇડર ઉપર ચઢી આવે તો કુંવર એકલા શું કરે? કારણ કે તમામ લશ્કર આપણી પાસે છે. માટે હવે તો ગમે તેમ કરી પોળોમાં પેસાય તોજ ઠીક થાય એમ છે. ”

" બાપુ ! મને એક વિચાર સૂઝ્યો છે. જો આપણે સોનાનાં થોડાં કડાં કરાવી પોળોની આજુબાજુના ભીલ લોકોને વહેંચી આપીએ તો તેઓ કદાચ આપણને પોળોમાં પેસવાનો રસ્તો બતાવે ખરા. "

" ધીરજી ? વિચાર તો ઉત્તમ છે. માટે આપણે તાકીદે આ કામ કરવું જોઇએ "

" અન્નદાતાની જેવી મરજી. "

આમ ઈડરના મહારાજા ગંભીરસિંહ અને તેમનો કૃપાવંત સામંત ધીરજી વાતો કરી પોતપોતાના તંબુમાં ચાલ્યા ગયા.

ઈડરની ગાદી ઉપર મહારાજા ગંભીરસિંહ જે વખતે આવ્યા. તે વખતના પહેલાં પોળોના રાવજીઓએ ઈડર ઉપર ઘણા હલ્લા કર્યા હતા. અને ઇડરનાં કેટલાંય ગામ લુંટયાં હતાં, તથા બાળી નાંખ્યાં હતાં. આ વેરનો બદલો વાળવા માટે ઇડરના મહારાજા ગંભીરસિંહ છ હજાર રાજપુતો અને ઈડર તાબાના તમામ નાના મોટા સરદારો સાથે પોળો ઉપર ચઢી નીકળ્યા. પોળોથી બે ગાઉ દૂર ઇડરના મહારાજાએ છાવણી નાંખી.

" બાપુ ! બાપુ ! ઇડરના મહારાજા મોટી ફોજ સાથે પોળો ઉપર ચઢી આવે છે. " એક બાતમીદારે આવી પોળોના રાવજીને ખબર આપી.

" તું શું સાચી વાત કહે છે ? " રાવજીએ બાતમીદારને પ્રશ્ન કર્યો.

" હા અન્નદાતા ! હું નજરોનજર જોઇને આવ્યો છું. "

" લશ્કર કેટલે દૂર છે ? "

" પોળોથી બે ગાઉ દૂર અત્યારે પડયું છે. "

" ત્યારે તો આપણે પણ તૈયારી કરવી જોઇએ. "

" હા અન્નદાતા ? "

" અલ્યા બહાર કોણ છે ? "

" અન્નદાતા ? હુકમ " કહેતો એક પ્રતિહાર દિવાનખાનામાં હાજર થયો.

" જા અને સાંઢણી સવારને કહે કે આપણા તાબાના તમામ રહેવર અને વાઘેલા સરદારો પોળોમાં પોતપોતાના માણસો સાથે જલદી આવી પહોંચે એવી બધે ખબર આપે. "

" જેવી અન્નદાતાની આજ્ઞા " આમ કહી પ્રતિહાર ચાલ્યો ગયો.

થોડા દિવસોમાં પોળોના રાવજીના તાબામાં તમામ રહેવર અને વાઘેલા સરદારો પોતપોતાના માણસો સાથે પોળોમાં આવી પહોંચ્યા.

આમ પોળોના રાવજીએ ઇડરના મહારાજા સામે લડવાની સંપૂર્ણ તૈયારી કરી લીધી. અને તે ઇડરના લશ્કરની માર્ગ પ્રતીક્ષા કરવા લાગ્યો. "

ઇડરનું લશ્કર પોળો નજીક આવી પહોંચ્યું. પણ પોળોના કિલ્લામાં સંપૂર્ણ રીતે તૈયારી થયેલી હોવાથી ઇડરના લશ્કરથી પોળોમાં પેસી શકાય તેમ નહોતું. અને વળી પોળોના એ કુદરતી પહાડી દીવાલોથી રક્ષાયેલા કિલ્લામાં પેસવા માટે ફક્ત એકજ દરવાજો હતો. અને દરવાજો પણ એવી રીતે હતો કે ઉગમણી આથમણી નદી વહે છે. તે નદીમાં ઉતરી ચાલીને જવાય તોજ દરવાજામાં પેસી શકાય એમ હતું. અને દરવાજા ઉપર બંદુકદાર લશ્કર ગોઠવેલું હોવાથી ઇડરના લશ્કરથી એકે ડગલું આગળ ભરી શકાય તેમ નહોતું.

મહારાજા ગંભીરસિંહે આથી કિલ્લામાં ન પેસતાં પોળોની આજુબાજુ ઘેરો ઘાલ્યો, અને હલ્લા કરવા માંડયા.

આમ હલ્લા કરતાં કરતાં ચાર માસ વીતી ગયા, તો પણ પોળો કબજે થયું નહિ. એટલે તેમના માનીતા સરદાર ધીરજી અને તેમણે મસલત કરી પોળોની આજુબાજુના ભીલોને લાલચ આપી ફોડી પોળોમાં દાખલ થવાનો બીજો કોઇ રસ્તો શોધી કાઢવાનો વિચાર કર્યો.

મહારાજા ગંભીરસિંહે ચારસો કડાં કરાવી પોળોની આજુ-બાજુના ભીલોને વહેંચી માર્યાં.

આમ લાલચ આપવાથી ભીલો ભોળવાઈ ગયા. અને તેઓએ મહારાજા ગંભીરસિંહને કહ્યું " બાપુ! ફકત એક બીજો રસ્તો પોળોમાં પેસવાનો અમે જોયો છે પણ તે ઘણોજ વિકટ છે. આપના લશ્કરમાં જો કોઇ બહાદુર સરદાર હોય અને તે પ્રથમ તે રસ્તે ચઢવાની પહેલ કરે તો બાકીનાઓ ચઢવા માટે હિંમત ભીડે એમ છે."

" ગમે તેવો વિકટ રસ્તો હશે તો પણ હું પ્રથમ ચઢીશ " ધીરજીએ કહ્યું.

ભીલો ધીરજીની હીંમત જોઇ ખુશ થયા. અને તેમણે કહ્યું "પોળોથી દક્ષિણ તરફનો જે ડુંગર છે ત્યાં નિસરણીઓ મૂકીને એક એક આદમી ચઢે તો મહામુસ્કેલીએ પોળોમાં પેસી શકાય. તે સિવાય બીજો એક પણ રસ્તો નથી."

ભીલોની પાસેથી આમ રસ્તો જાણી લીધા પછી મહારાજા ગંભીરસિંહ પોતાના લશ્કર સાથે પોળોના ભીલોએ બતાવેલા દક્ષિણ તરફના ડુંગરે ગયા.

ત્યાં જઇ તેમણે જોયું તો આભને વાતો કરતો મોટો પહાડ જોયો. આ પહાડ ઓળંગી પોળોમાં જવાય તેમ હતું. આ પહાડ ઉપર ચઢવાનું એવું વિકટ હતું કે જો જરી પણ પગ ખસે તો પડનારનાં હાડકાંનો પણ ચુરો થઈ જાય એમ હતું.

આમ વિકટ ડુંગરને ઓળંગવા માટે ધીરજીએ કમર કસી. અને પોતાની કમરે એક મોટું દોરડું વીંટાળી મોંમાં ખુલ્લી તલવાર પકડી આ રાજપૂત વીર મહારાજાને નમન કરીને ડુંગર ચઢવા લાગ્યો.

મહારાજા અને તમામ લશ્કર ધીરજીની આ હિંમત જોઈ દીંગ થઈ ગયું. અને સૌ મનમાંજ ધીરજીની પ્રસંશા કરવા લાગ્યા.

જોતજોતામાં તો આ રાજપૂત વીર ધીરજી ડુંગરની ટોચ ઉપર પહોંચી ગયો, અને ત્યાં જઇ તેણે પોતાના પાસેનું લાંબુ દોરડું નીચે નાંખ્યું અને તેનો એક છેડો ડુંગર ઉપરના ઝાડ સાથે બાંધી દીધો.

આ દોરડાને પકડીને એક પછી એક રાજપુત સૈનિકો ડુંગર ઉપર ચઢી ગયા. બાકીના લશ્કરને લઈ મહારાજા પોળોના મુખ્ય દ્વાર પાસે આવ્યા અને ત્યાંથી તેમણે હલ્લો કર્યો.

આ બાજુએથી ધીરજી પોળોમાં પેસી ગયો. અને તેણે ત્યાં ધીંગાણું માંડયું. એટલે પોળોનો રાવજી બે બાજુએથી થયેલા હલ્લાથી ગભરાઇ ગયો અને તે ડુંગરોમાં પોતાના કબીલા સાથે નાસી ગયો.

એટલે તેનું લશ્કર પણ નાશી ગયું, અને મહારાજા ગંભીર-સિંહે પોળો કબજે કર્યું.

પોતાના દરબારગઢમાં આજે ઇડરના મહારાજાએ ભવ્ય દરબાર ભર્યો હતો. અને પોતાના વફાદાર સામંતોની વફાદારીનાં આજે મૂલ આંકવાનાં હતાં. તમામ સામંતો અને રાજપુત સૈનિકોથી આખો દરબાર ચિકાર ભરાઇ ગયો, મહારાજા ગંભીરસિંહ પોતાના આસને બીરાજ્યા હતા.

" મારા બહાદુર સામંતો અને સરદારો, આજનો બધો યશ તમોને ઘટે છે, તેમાં ધીરજીને ભાગે આ યશ વધારે જાય છે.

ધીરજી જેવો સરદાર ઈડરના મહારાજાની પાસે છે. આથી ઈડરના મહારાજા ખરેખર ભાગ્યશાળી કહેવાય. " મહારાજા બોલ્યા.

" અન્નદાતા ? આપ એ શું બોલ્યા ? હું તો આપનો અદનો સેવક છું. મેં મારી સેવક તરીકેની ફરજ બજાવી છે. તેમાં મેં વિશેષ કંઇ કર્યું નથી. " ધીરજીએ વિવેક કર્યો.

પછી મહારાજાએ ધીરજીને યોગ્ય બક્ષીસ આપી. બીજા સામંતોને પણ તેમના કામ પ્રમાણે ઇનામ આપવામાં આવ્યું. અને દરબાર બરખાસ્ત થયો.

આમ પોળોમાં એક માસ રહી મહારાજા ગંભીરસિંહ ઇડર ગયા.

( ૫ )

" બાપુ ? બહાર આપણો બાતમીદાર આવ્યો છે અને તે આપને મળવા માગે છે. " એક રાજપૂત સામંતે આવી અરજણસિંહને ખબર આપી.

" જા તેને અહિં લઈ આવ. "

" બાપુની જેવી આજ્ઞા. " કહી રાજપૂત સામંત બહાર ચાલ્યો ગયો. અને થોડી ક્ષણમાં તે બાતમીદારને લઇ અરજણસિંહ પાસે હાજર થયો.

" કેમ ભાઈ કંઇ અગત્યના સમાચાર છે ? " અરજણસિંહે પૂછ્યું.

" હા અન્નદાતા સમાચાર છે તો અગત્યના." બાતમીદારે કહ્યું.

" એવા શા સમાચાર છે? " અરજણસિંહ જરા આશ્ચર્ય પામ્યો.

" અન્નદાતા? સિંધનો એક સિંધી સરદાર પોતાની સાથે પાંચ હજાર સિંધીઓની ફોજ લઇ ડુંગરપુર ઉપર ચઢી આવ્યો છે. અને તેણે ડુંગરપુરના રાવળશ્રીને હરાવી ડુંગરપૂર કબજે કર્યું છે, વધારામાં તેણે રાવળશ્રીને કેદ પકડી પોતાની સાથે લીધા છે. અને તે ફોજ લઇ આ તરફ આવે છે. "

" વાહ? ધન્ય છે તમારી રાજભકિતને? ખરેખર તમે આ ખબર વેળાસર કહી જો આ ખબર મોડી મળી હોય તો વાંસવાડા જરૂર પરધર્મીઓના હાથમાં જાત. " અરજણસિંહે બાતમીદારની પ્રસંશા કરી.

" અન્નદાતા? હું તો આપનો ગુલામ? મેં આપનું લુણ ખાધું છે. એટલે મારે મારી ફરજ બજાવવીજ જોઇએ. આમાં મેં વધુ કંઇપણ કર્યું નથી. "

બાતમીદારની આ ખબરથી ખુશ થઇને અરજણસિંહે તેને યોગ્ય ઇનામ આપી વીદાય કર્યો.

મેવાડની સરહદને અડીને આ ડુંગરપુર અને વાંસવાડાનાં સંસ્થાનો આવેલાં છે. ઇડરની સરહદ પુરી થતાંજ ડુંગરપુરની સરહદ શરૂ થાય છે. અને ડુંગરપુરની પાસે વાંસવાડા આવેલું છે. લુણાવાડા અને સુંથરામપુરનાં સંસ્થાનો અહિંથી નજીકજ છે, ડુંગરપુરના સ્થાપનાર ભીલ ઠાકોર ડુંગરસિંહે પોતાના વણીક કારભારીની પૂત્રી સાથે પરણવાની માગણી કરી એટલે ઉદેપૂરના સીસોદીઆ રાણાની મદદથી આ વણીક કારભારીએ ડુંગરપુરને તારાજ કર્યું. અને ત્યારથી ડુંગરપુરમાં રાજપુત સત્તા સ્થપાઇ.

સિંધના સિંધીઓની ફોજે આ ડુંગરપુર ઉપર હલ્લો કર્યો. અને ડુંગરપૂર તેમને લીધું. ત્યાંથી સિંધીઓની આ ફોજ વાંસવાડા ઉપર ચઢી આવે છે, એવી ખબર આપી એટલે સિંધીઓના આવતા

પહેલાં વાંસવાડાનો રાજવી અરજણુસિંહ સાવધ બન્યો. અને તેણે પોતાના લસ્કરને તૈયાર કર્યું.

પાડાની ખાંધ જેવી ગરદનોવાળા એકેક બકરો હજમ કરી જાય તેવી પ્રચંડ કાયાવાળા પાંચ હજાર સિંધીઓની ફોજ વાંસવાડા નજીક આવી પહોંચી.

અરજણુસિંહ પણ પોતાના લસ્કર સાથે તૈયારજ હતો.

સિંધીઓના સરદારે ખંડણી આપો અથવા લડવા સામે આવો આવું કહેણ અરજણુસિંહ તરફ મોકલ્યું. અરજણુસિંહે ખંડણી આપવાની ના કહી. એટલે સિંધીઓ વાંસવાડા ઉપર તુટી પડયા.

એક બાજુ મરણીઆ રાજપૂતો, અને બીજી બાજુ સિંધીઓના જંગ મંડાયો. મોતથી નહિ ડરનારા એવા અરજણુસિંહના લાંબી તરવારોવાળા રાજપુત સામંતોએ પોતાનું પાણી આ સિંધીઓને બતાવવા માંડ્યું. અને ઘાસની જેમ આ સિંધીઓનો સોથ વાળી નાખ્યો.

છેવટે નાહિંમત બની સિંધીઓ પાછા ફર્યા, અને અરજણુસિંહની જીત થઇ.

સિંધીઓ સાથેના લડાઇમાં અરજણુસિંહને ખુબ ખરચ થઇ ગયું. એટલે તેણે લુણાવાડા અને બાડાશિનોર ઉપર ચઢાઇ કરી ત્યાંથી ખંડણી લીધી, અને ત્યાંથી તે ગોધરાવાડામાં પેઠો.

આ તકનો લાભ લઇ ઇડર તાબાના પાલનો ઠાકોર રાયસિંહ અરજણુસિંહને મળ્યો. અને તેને કહ્યું કે જો તમે ટોરડાના ઠાકોર પહાડજીને મારો તો તમોને જેટલા જોઇશે તેટલા રૂપીઆ હું આપીશ.

ધન લોભથી માણસ શું નથી કરતો?—અરજણુસિંહે પણ ધનલોભથી લલચાઇ ટોરડાના ઠાકોર પહાડજીને મારવાનું સાથે લીધું. અને તે પોતાના લસ્કર સાથે ટોરડા જવા નીકળ્યો.

આ વાતની ટોરડાના ઠાકોર પહાડજીને ખબર મળી. એટલે તેણે પોતાના મિત્ર ધીરજીને આ વાત જણાવી.

ધીરજી અને અરજણસિંહ પણ બંને મિત્રો હતા. એટલે ધીરજીએ જ્યારે આ વાત જાણી ત્યારે તેણે અરજણસિંહને ટોરડા ઉપર નહિં ચઢવા માટે સમજાવ્યો પણ તેણે માન્યું નહિં. એટલે ધીરજી મહારાજા કુંવર ઉમેદસિંહની પાસેથી લશ્કર લઇ પોતાના મિત્ર ટોરડાવાળા પહાડજીની વાંરે ધાયો.

અરજણસિંહ પોતાના લશ્કર સાથે ટોરડા આવી પહોંચ્યો. ત્યાં તેણે ઇડરનું લશ્કર લઈ ધીરજી આવી પહોંચ્યો છે, એવું સાંભળ્યું. એટલે તેની હિંમત ચાલી નહિ. તેથી તે વાંસવાડા પાછો ચાલ્યો ગયો.

" ધીરજી ? તમારો કેટલો ઉપકાર માનું ? જો આ વખતે તમે મદદે ન આવ્યા હોત તો ટોરડા જરૂર દુશ્મનના હાથમાં જાત. અને આ તમારો મિત્ર પહાડજી પણ હોત નહિં. "

" ભાઇ એવું અમંગળ બોલશો નહિ. મેં મારો મિત્ર તરીકેનો ધર્મ બજાવ્યો છે." ધીરજીએ કહ્યું.

આમ વાતચીતો કરી બંને મિત્રો છુટા પડ્યા.

( ૬ )

" ધીરજી ? હવે શોક કરવો નકામો છે. જે મરી ગયા તે કંઇ થોડા પાછા આવવાના છે ? " મહારાજા કુંવર ઉમેદસિંહે ધીરજીને આશ્વાસન આપ્યું.

" પણ બાપુ ? આપ જેવા મારે માથે મુરબ્બી હોય અને મારાં માણસો મરાય તે આપને અને મને બંનેને શરમરૂપ છે. માટે ગમે તેમ કરી ટીંટોઇ મારવું તો ખરૂં." ધીરજીએ ઉદ્‌ગાર કાઢ્યા.

" ધીરજી, હું પ્રતિજ્ઞા લઉં છું કે ટીંટોઇ માર્યા વિના ઈડરમાં જઇશ નહિં. " મહારાજા કુંવરે પ્રતિજ્ઞા લીધી.

વાત એમ હતી કે ટીંટોઇના ઠાકોર કનકાજીએ ધીરજી સાથે હારવાથી તેણે બીજી વખત ધીરજીના મિત્ર ટોરડાના પહાડજી ઉપર ચઢાઇ કરી એટલે ધીરજી પોતાના ભાઈબંધની મદદે ગયો. ત્યાં લડાઇ થઇ અને કનકાજીની હાર થઇ એટલે તેણે દગાથી ધીરજીનાં થોડાં માણસો તથા ઘોડાંને મારી નાખ્યાં. આથી ધીરજી ઘણો ગુસ્સે થયો અને તેણે આ વેરનો ટીંટોઇના ઠાકોર કનકાજી પાસેથી બદલો લેવાનો વિચાર કર્યો.

ધીરજીએ આ વાત પોતાના ભાઈબંધ મહારાજા કુંવર ઉમેદસિંહને કરી એટલે ઉમેદસિંહ ધીરજી સાથે પોતાનું લશ્કર લઇ ટીંટોઈ ઉપર ચઢી નીકળ્યો.

ધીરજી અને મહારાજા કુંવર ટીંટોઈ જઇ પહોંચ્યા ત્યાં ધીંગાણું મચ્યું, પણ કનકાજી પાસે વધારે માણસો હોવાથી ટીંટોઈ સર થયું નહી.

આમ પરિણામ ઉલટું આવવાથી મહારાજા કુંવર ગુસ્સે થયો અને તેણે ઈડર મહારાજા ગંભીરસિંહને કહાવ્યું કે આપ ફોજ લઇ અત્રે પધારજો નહિ તો હું કેશરીયાં કરીશ.

મહારાજા ગંભીરસિંહને કુંવરનો કાગળ મળ્યો, એટલે તેઓ બે ત્રણ તોપો અને લશ્કર સાથે ટીંટોઇ કુંવરની વા'રે ચઢયા.

કનકાજીએ જ્યારે આ વાત જાણી ત્યારે તે દારૂગોળો તથા બચાવનાં સાધનો સાથે પોતાના નવા બંધાયેલા કિલ્લામાં પેઠો.

" અન્નદાતા ? આ શું ? કીડી ઉપર કટક શું ? આપ તો ધણી છો. કનકાજી તો આપના તાબાનો સરદાર છે, પોતાના સરદાર ઉપર આપ આમ ચઢી આવો તે આપને શોભતું નથી. માટે

પાછા પધારો." ચારણ મોડીદાનજીએ આવી મહારાજા ગંભીર-સિંહને આજીજી કરી.

"પણ ગઢવી હું શું કરું ? આ કુંવર હઠ લઈ બેઠો છે." મહારાજાએ પોતાની લાચારી બતાવી.

"બાપુ ? કુંવરને હું સમજાવીશ. આપ પણ તેમને બે શબ્દો કહો તો જરૂર તેઓ માની જશે."

"ઠીક છે, ગઢવી હું પ્રયત્ન કરીશ."

છેવટે હા, ના, કરતાં કનકાજીએ મહારાજાને થોડા રૂપીઆ ભેટ ધર્યાં. એટલે તેઓ પોતાના લશ્કર સાથે ઇડર પાછા ચાલ્યા ગયા અને કુંવરને ધીરજી પણ ઇડર ગયા.

આમ ટીંટોઇના કનકાજી ઉપર આવેલું આફતનું વાદળ વિખરાઈ ગયું.

"પણ બાપુ ?......................"

"આઘો ખસે છે કે નહિ. નહિં તો આ જોઈ છે? " આમ કહી ધીરજીએ બરછીની અણી ગોવાળ તરફ ધરી.

"પણ બાપુ ? આ ઢોર ઉમેદસિંહ બાપાનાં જીવાઈનાં ગામ મીઠોડાનાં છે." ગોવાળે બીતાં બીતાં આ શબ્દો ઉચ્ચાર્યાં.

"જા તારા ઉમેદસિંહ બાપુને કહેજે કે ધીરજી ઢોર હાંકી ગયો છે." આમ કહી ઢોરના આખા ધણને હાંકી ધીરજી રસ્તે પડયો.

ગોવાળ બીચારો ફાટે ડોળે ધણને લઇ જતું જોઈ રહ્યો. કારણકે ધીરજીની એ તીક્ષ્ણ બરછીની અણી એના જીવન દીપને હંમેશને માટે ઓલવી નાખે એવી હતી. એટલે તે કંઇ નહિ બોલતાં આનોમાનો ગામ તરફ વળ્યો.

જોતજોતામાં તો આખા બીલોડામાં વાયુ વેગે વાત ફેલાઇ ગઈ કે મહારાજાનો માનીતો વાંકાનેરનો ધીરજી ધણુ હાંકી ગયો.

બીલોડાની પ્રજા ઘડર ફરિયાદે આવી. અને મહારાજા કુંવર ઉમેદસિંહને આ ગામ જીવાઈમાં મળેલું હોવાથી તેમને સર્વ હકીકત નિવેદન કરી.

બીલોડાની પ્રજાને આશ્વાસન આપી કુંવરે વિદાય કરી' અને તેણે વાંકાનેર ધીરજીને ઠપકાનો પત્ર લખ્યો. અને તે એક ઘોડેસ્વાર સાથે વાંકાનેર મોકલ્યો.

મહારાજા કુંવરનો પત્ર ધીરજીને મળ્યો, તેણે તે વાંચી જવાબ લખ્યો કે ટીંટોઇવાળાએ મારાં માણસ મારી નાંખ્યા તો પણ તેને તમે કંઇ પણ કરી શકયા નહિં એટલે મેં આ કામ કર્યું છે.

ધીરજીનો આવો જવાબ મળ્યો તો પણ કુંવરે કંઇ મણકાર્યું નહિ. અને ધાર્યું કે થોડા દિવસોમાં પાછો તે અહિં આવી પશ્ચાત્તાપ કરશે.

" બાપુ ! આપ જેવો ધણી માથે હોવા છતાં અમારાં ઢોરોને વાંકાનેરનો ધીરજી હાંકી જાય તે શું ? " ઉમેદસિંહના જીવારક ગામ વસાઇની પ્રજાએ આવી કુંવરને ફરિયાદ કરી.

" ઠીક છે. જાઓ તમારાં ઢોર હું થોડા દિવસોમાં પહોંચતાં કરીશ. " કુંવરે વસાઈની પ્રજાને આશ્વાસન આપ્યું.

વસાઇની પ્રજાને કુંવરે આશ્વાસન આપી પોતાને રસ્તે પાડી.

ધીરજીએ આમ કુંવરનાં બે ગામ મારવાથી કુંવર ગુસ્સે થયો, અને તે બે હજાર માણસોના લશ્કર સાથે વાંકાનેરના ધીરજી ઉપર ચઢી નીકળ્યો.

ધીરજી પણ તૈયાર હતો. ત્રણ દિવસ સુધી લડાઇ ચાલી. છેવટે ધીરજીની પાસે માણસો ખુટી પડયાં એટલે તે વાંકાનેરમાંથી ડુંગરપુર તરફ નાશી ગયો.

વાંકાનેર કુંવરે તાબે કર્યું. અને ત્રણ દિવસ ત્યાં રહી થાણું મૂકી તે ઇડર પાછો ફર્યો.

પછી તો ડુંગરપુરના ડુંગરોમાં રહી ધીરજીએ માણસો એકઠાં કરી ઇડરનાં ગામ ઉપરાઉપરી લુંટવા માંડયાં.

આથી ઇડરવાડાની પ્રજા ત્રાસી ગઇ અને ઇડરના મહારાજા પાસે ધીરજીના ત્રાસની ખુબ ફરિયાદો આવવા લાગી.

મહારાજા ગંભિરસિંહ આથી કંટાળી ધીરજીને મનાવવા બારોટ મોકલ્યો. બારોટની બાંહેધરીએ ધીરજી આવ્યો. મહારાજાએ તેને મનાવ્યો. અને વાંકાનેર તેને પાછું આપ્યું.

કુંવર ઉમેદસિંહ પણ ગઇ ગુજરી ભૂલી ગયો અને પાછા બંને પ્રથમની માફક મિત્રો બન્યા.

( ૭ )

" કેમ ઠાકોર ક્યાં રે'વું ? "

" કેમ બાઇ ? તારે શું કામ છે ? "

" શું પુરુષો આવા તોછડા હશે ? સીધો જવાબ પણ દેતા નહિ હોય ? "

ધીરજીને આ સ્ત્રીના આવા શબ્દોથી નવાઇ લાગી અને તેણે આ પૂછનાર સ્ત્રી સાધારણ સ્ત્રી કરતાં કોઇ જુદી લાગી.

" બાઇ રે'વું તો ઇડર "

" આમ કેણી તરફ જાઓ છો ? "

" કાઠીયાવાડ, પણ બાઇ ? તમે કોણ છો ? તેની ઓળખાણ તો આપો ? "

" વાહ, વાહ કેવા શાણા છો ? પોતાની પુરી ઓળખ તો આપવી નથી અને બીજાની ઓળખાણ માગવી છે. " આમ બોલી તેણે આંખો નચાવી.

" ત્યારે પ્રથમ હું ઓળખાણ આપું પછી તમે ઓળખાણ આપશો ? " ધીરજીએ કહ્યું.

" હા જરૂર. "

" ત્યારે સાંભળો, હું ઇડરવાડામાં આવેલા વાંકાનેરનો ઠાકોર ધીરજી છું, અને મહારાજા કુંવર ઉમેદસિંહને માટે ઉત્તમ પાણીપંથી ઘોડીઓ ખરીદવા માટે કાઠીયાવાડ જાઉં છું. " ધીરજીએ પોતાની ઓળખ આપી.

" હું આ વરસોડાના ઠાકોરની કુંવરીની માનીતી દાસી છું. લ્યો ત્યારે હવે મળીશું. " આમ કહી દાસી ત્વરીતગતિએ ચાલી ગઈ.

દાસીએ જઇ કુંવરીને વાત કરી, કુંવરીએ ધીરજીની ઘણી વાતો સાંભળી હતી એટલે તેનું મન ધીરજી તરફ ઢળ્યું.

દાસી રોજ રોજ ધીરજી પાસે આવવા લાગી. અને કુંવરીના સંદેશા કહેવા લાગી. આથી ધીરજી કુંવરીને મેળવવા અધીરો બન્યો.

એક દિવસે તેણે વરસોડાના ઠાકોર પાસે જઈ પોતાની ઓળખ આપી અને તેની કુંવરીનું માગું કર્યું.

વરસોડાના ઠાકોરે આનાકાની કરી નહિં, કારણ કે તે ધીરજીને જાણતો હતો. અને પોતાને ઈડરના મહારાજા સાથે સંબંધ થશે, જાણી તેણે પોતાની કુંવરી ધીરજીને પરણાવી.

મહારાજા કુંવર ઉમેદસિંહે ઘોડાં ખરીદવા પૈસા આપ્યા હતા તે બધા ધીરજીએ આ લગ્નમાં ખરચી નાખ્યા. અને એક બે ટારડાં ઘોડાં ખરીદી પોતાની નવી રજપૂતાણીને લઇને ઈડર આવ્યો.

" કેમ ધીરજી ! આવી પહોંચ્યા ! ઘોડાં કેટલાં લાવ્યા ? " ઉમેદસિંહે ધીરજીને આવેલો જોઈ પૂછ્યું.

" હા બાપુ, બે ઘોડાં લાવ્યો છું. "

" કેમ બે ? પૈસા તો ઘણા લઈ ગયા હતા ? "

" બાપુ ? એ પૈસા મારા ધણીના કહેવાથી મેં વાપર્યા છે. " ધીરજીએ ખુલાસો કર્યો.

ધીરજીનો આ ઉત્તર સાંભળી કુંવર કંઈ પણ બોલ્યો નહિં. પણ મહારાજા ગંભીરસિંહે આ વાત જાણી ત્યારે તેમણે ધીરજી પાસે પૈસાની ઉઘરાણી કરવા માંડી. આથી ધીરજીએ પોતાના તાબા નું ગામ ધાંટી મહારાજાને લખી આપ્યું.

આ બનાવ બનવાથી ધીરજીને બહુજ ખોટું લાગ્યું. અને તેને હવે ઇડરમાં મહારાજા પાસે રહેવું અકારૂં લાગ્યું. તેથી તે બ્હારવટે નીકળ્યો.

પોતાના કુંટુંબ કબીલાને મેવાડ જીલાના મેવાસમાં પાટીઆ વલેચા નામના ભીલના ગામમાં મૂકી આવ્યો. અને પછી તેણે ઇડરનાં ગામ લુંટવાની શરૂઆત કરી.

પ્રથમ તેણે પોતાના જુના શત્રુ ટીંટોઇના ઠાકોર કનકાજીનાં ઢોર વાળ્યાં. કનકાજી વા'ર લઇ ધીરજીની પાછળ પડયો. પણ તે ફાવ્યો નહિ. અને ધીરજી સહીસલામત ઢોર હાંકી ગયો.

ત્યાર પછી તેણે ઇડર તાબાનું બીલોડા લુંટયું. અને પછી એક પછી એક એમ રોજ રોજ એકેક ગામ લુંટી તેણે આખા ઇડરવાડામાં રાડ પડાવા માંડી.

મહારાજા ગંભીરસિંહ આથી કંટાળી ગયા. અને તેમણે આ બ્હારવટીયાના ત્રાસમાંથી મુક્ત થવા માટે મહીકાંઠાના પોલીટીકલ એજંટ કર્નલ બાલેન્ટાઇનની સહાયતા માગી.

મહારાજા ગંભીરસિંહનો કાગળ મળતાંજ આ ગોરો સાદરેથી સોલ્જરોની ટુકડી સાથે ઇડર આવ્યો. અને તેણે ઠેકઠેકાણે સોલ્જરોનાં થાણાં ગોઠવી દીધાં.

" બાપુ ? આજે એક નવી બાતમી છે. " ધીરજીના એક સાથીદારે તેને કહ્યું.

" શું ? "

" મહારાજા ગંભીરસિંહે સાદરેથી ગોરી પલટણને આપણને પકડવા સારૂ બોલાવી છે. અને મોટો સાહેબ આપણી તપાસમાં ફરે છે. "

" કંઈ હરકત નહિં. એ ગોરાને પણ ખબર પડશે કે રાજપૂત બચ્ચાની તલવારના ઘા કેવા હોય છે. "

" આમ વાતચીતો કરી ધીરજી પોતાના માણસો સાથે ભોજન કરવા બેઠો. ત્યાં તો ઝાડ ઉપર ચડેલા ચાડીકાએ આવી ખબર આપી " સાહેબ લશ્કર લઇ આ તરફ આવે છે. "

રોટલાનાં ભાગેલાં બટકાં હાથમાંને હાથમાં રહી ગયાં અને બહારવટીઆઓ સાવધ બન્યા.

ત્યાં તો કર્નલ બાલન્ટાઇન સોલ્જરોની ટુકડી સાથે આવી પહોંચ્યો. અને તેણે ટૂકડીને હુકમ કર્યો " પકડો "

હુકમ મળતાંજ સોલ્જરો આગળ ધસ્યા પણ ત્યાં તો ધીરજી અને તેના માણસોએ તલવારો સોલ્જરો ઉપર ઝીંકવા માંડી.

જોતજોતામાં તો સોલ્જરોનો સોથ વાળી ધીરજી અને તેના માણસો ઇડરના એ વિશાળ જંગલમાં અદ્રશ્ય થઇ ગયા.

સાહેબ નિરાશ વદને પાછો ઇડર ફર્યો.

પછી તો ધીરજીએ જ્યાં જ્યાં સોલ્જરોનાં થાણાં હતાં ત્યાં ત્યાં હલ્લાઓ કરવા માંડયા. અને બધાં થાણાં તે બાળી મૂકવા લાગ્યો.

સોલ્જરો પણ હવે કાયર, કાયર થઇ ગયા. ઇડરના પહાડી અને ઝાડીથી ભરપુર મુલકમાં ટેવાયેલા બ્હારવટીઆઓની પાછળ રવડી રખડીને તેઓ થાકી જવા લાગ્યા.

આથી કંટાળી કર્નલ બાલન્ટાઇને વિચાર્યું કે આવા બહાદુર માણસને આમ સામી છાતીએ પકડી શકાશે નહિ. માટે તેને યુક્તિ કરી પકડવો જોઇએ. આમ વિચારી તેણે ધીરજી સાથે સલાહનાં કહેણ ચલાવવા માંડયાં.

રાજપુત બચ્ચો વીર ધીરજી, સાહેબના શબ્દો ઉપર ભરોંસો રાખી પોતાના ભત્રીજા ઉદજી તથા પોતાના વફાદાર પાંત્રીસ રાજપુત સાથીદારોને લઈ ઇડર આવ્યો.

" ધીરજી ? ટુમ આયે ? " કર્નલ બાલેન્ટાઇને ધીરજીને આવેલો જોઇ પુછયું.

" હા સાહેબ, આપનો સંદેશો મળ્યો એટલે હું આવ્યો છું.

" ધીરજી ટુમ બ્હારવટા છોડ દયો ? "

" સાહેબ ! મને જો મારાં ખાલસા થયેલાં ગામ પાછાં મળતાં હોય તો હું બહારવટુ છોડી દેવા તૈયાર છું. "

" એ આદમી લોગ ટુમ લાયે હો ? " ધીરજી સાથેના માણસોને જોઇ સાહેબે પૂછયું.

" હા સાહેબ. "

" કયોં ? "

" મને અહિં બોલાવ્યો છે અને કદાચ દગો થાય તો મારા રક્ષણ માટે હું તેમને લાવ્યો છું. "

" ડગા ! હમ અંગ્રેજ ડગા કરેંગે ? તુમકો હમારા વિશ્વાસ નહિં ! એ સબ આદમીકો જાને દો. "

નિર્ભય ધીરજીએ સાહેબના શબ્દો ઉપર ભરોંસો રાખી પોતાની પાસે ફક્ત પોતાના ભત્રીજા ઉદજીને રાખી બાકીના બધાને તેણે રજા આપી.

ધીરજી સાથેના માણસો જતાંજ પ્રથમ કરી રાખેલા સંકેત પ્રમાણે મહારાજા ગંભીરસિંહના આરબ સિપાઇઓ ધીરજીને પકડવા માટે ધસ્યા.

" કાકા દગો ? " કહેતો ઉદજી સાવધ બન્યો અને તેણે તલવાર તાણી. અને ધીરજી સાવધ બને તે પહેલાં તેને આરબોએ પકડી લીધો.

ઉદજીએ પોતાના કાકાને આમ દગાથી પકડાએલો જોયો એટલે આ યુવાન રાજપૂત બચ્ચાનું લોહી ઉકળી ઉઠયું. અને તેણે આરબો ઉપર તલવાર ચલાવી.

ઉદજીની તલવારનો ઘા જ્યાં પડતો ત્યાં આરબના બે ભાગ થઇ જતા. આમ કેટલાકને તેણે કાપી નાંખ્યા અને કેટલાકને મરણતોલ ઘાયલ કર્યા.

છેવટે એક સાથે સેંકડો ઘા થવાથી ઉદજી પડયો, અને તેનો પ્રાણ નીકળી ગયો.

ઉદજીના આ પરાક્રમનો એક ચારણે દુહો કહ્યો.

( સોરઠા )

બાઇ તણે શીર બાર, પડીયો ધીરા ઉપરે.
શત્રાં વજાડે સાર, અપસર વરીયો ઉદલો,
કર આરબ કટકાડ, પ્રશણ પર્ગાતલ પાડિયા;
બબ્બે હોય બટકાડ, એકણ ઘાવે ઉદલા.

આમ ધીરજીને દગાથી પકડી વડોદરાની જેલમાં મોકલી આપવામાં આવ્યો.

( ૮ )

વડોદરાની જેલમાં આ સિંહને પકડાયે છ મહિના થયા. ત્યાં તો એક દિવસે લાગ મળતાં જેલનો કોટ કુદી આ વીર નર બહાર નીકળ્યો અને ઇડર આવી પહોંચ્યો.

પ્રથમ તે શામળાજી ગયો અને ત્યાં દર્શન કર્યાં. પછી ધીમે ધીમે પાછાં માણસો એકઠાં કરી તેણે ઇડરવાડામાં રાંડ પડાવવા માંડી.

વડોદરાના રેસીડન્ટનો કર્નલ બાલેન્ટાઇન ઉપર કાગળ આવ્યો, તેમાં ધીરજી જેલ તોડી નાસી ગયો છે, એમ લખ્યું હતું.

કર્નલ બાલેન્ટાઇને આ જાણ્યું એટલે પાછો તે સાદરેથી ઈડર આવ્યો, આ વખતે તે બહુ ઉશ્કેરાઈ ગયો હતો. અને કોઇપણ હિસાબે આ બહારવટીઆને તેણે પકડવાનો નિશ્ચય કર્યો હતો.

આથી તેણે ઈડર આવી પ્રથમની માફક થાણાં ગોઠવી દીધાં.

ધીરજીને આ વાતની ખબર પડી એટલે તેણે પણ આ વખતે ખુબ માણસો એકઠાં કર્યાં, અને બમણા જોરથી ઇડરનાં ગામ લુંટવા માંડયાં.

બહારવટીઆઓએ આ વખતે પોતાનું રહેઠાણ મેવાડના ડુંગરોમાં રાખ્યું હતું. અને ત્યાંથી તેઓએ ઈડર જીલ્લામાં લુંટફાટ કરવા માંડી.

મહારાજા ગંભીરસિંહ અને આખો ઈડરવાડો ધીરજીના બહારવટાથી ત્રાસી ગયો.

કર્નલ બાલેન્ટાઇન પણ રાત દિવસના વિશ્રામ સિવાય ધીરજીની જ્યાં જ્યાં ખબર મળતી ત્યાં પહોંચી જતો. અને ધીરજી તેના કોઇ મિત્રને ત્યાં ઉતરતો તો તેને મહારાજાનાં માણસો સતાવતાં.

આ વાત ધીરજીએ જાણી એટલે તેણે પોતાના મિત્રોને ગામને પાદરેથી પણ નીકળવાનું બંધ કર્યું.

ધીરજી મેવાડમાં રહેતો પણ એની ધાક એવી હતી કેઃ—

( સોરઠા )

પાટણ ઘોડા પાય, મગરી રહી મેવાડરી,
આભો હદળમાંય. ધારે તોલે ધીરતો.
માલવ ધરતીમાંડી, પુના લગ પાડી પડે,
કલકત્તે કમાડ; ધાકે જડીયાં ધીરતા.
તું ધીરા તલવાર, નવ સહસા ઝાલત નહિ.
નક્ષત્રી નિર્ધાર, ખંડ નવે હોતે ખરી.

ભાવાર્થઃ—મેવાડની ડુંગરી ઉપર રહીને તું પાટણને પાદર ઘોડા પાય છે. અને જો તું ધીરા ધારે તો આકાશને પણ બાથમાં લઇ શકે એવો છે. તારી ધાકથી માળવાથી તે છેક પુના સુધી ત્રાસ વર્તાઇ જવા માંડયો છે. ને કલકત્તા શહેરના દરવાજા પણ બંધ રાખવા પડે છે. ધીરજી! તેં જો તલવાર ઝાલી ન હોત તો નવેખંડ પૃથ્વી નક્ષત્રી કહેવાત.

લગભગ ઇડર સામે આમ ચૌદ વરસ બહારવટું ખેડી ધીરજી ઈ. સ. ૧૮૨૭ માં ઇડરના ડુંગરોમાં દારૂગોળો સળગી જવાથી દાઝીને મરણ પામ્યો. આમ ઇડરના આ વીર બહારવટીઆનો અંત આવ્યો.

ધીરજી મરણ પામ્યો તે વખતે તેની ઉંમર પીસતાલીસ વર્ષની હતી. તેનું કદ નીચું હતું. અને તે શરીરે પાતળો હતો.

ઇડર જીલ્લામાં બહારવટીયાઓ થઇ ગયા પણ તે બધા કરતાં ધીરજીનું બહારવટું ચઢીયાતું હતું.

ધીરજી મરણ પામ્યો. તે વખતે તેનું કુટુંબ મારવાડમાં હતું. ત્યાં જઇ ધીરજીના એક વફાદાર સામંતે ધીરજીની પાઘડી ચાવડી રાણીને આપી એટલે તે પાઘડી સાથે સતી થઇ. અને બીજી રાણી એક કુંવર અને કુંવરીને લઇ વાંકાનેર આવી.

આખા મહિકાંઠામાં આ ધીરજીના બહારવટાનાં ઘણાં વખાણ થાય છે. અને તેના રાસડા ગીત અને કવીત અત્યારે પણ ઇડર-વાડાનાં ગામે ગામ ગવાય છે.



## (૬)

ધડીંગ, ધડીંગ, ધડીંગ બંદુકોના ભડાકા થયા. ઘનઘોર જંગલમાં અવાજ ચારે દિશામાં પડઘા પાડી રહ્યો હતો. ભયભીત બનેલાં જંગલી જાનવરો આમથી તેમ નાશભાગ કરવા લાગ્યાં. અને બહારવટીયો આશો તથા તેની ટોળી નાસતા જાનવરો ઉપર ગોળીયો છોડી તેમને ઘાયલ કરવા લાગી.

આમ જંગલમાં નિર્ભયપણે આશો ભીલ બહારવટાની મોજ લૂંટી રહ્યો હતો.

" બોલો ભાઈઓ ? આજે કયા ગામ માથે પડવું છે ? " બહારવટીયા આશાએ પોતાની ટોળીના માણસોને પૂછ્યું.

" કાઠીયાવાડ તરફ આ વખતે જવાય તો સારૂં છે. " એક બહારવટીઆએ કહ્યું.

" હા ખરી વાત છે ગુજરાતમાં તો બહુ ધાડો પાડી અને મોંગાણા પણ ખૂબ કર્યાં. હવે તો કાઠીયાવાડનું પાણી જોવાની ઈચ્છા થાય છે. " બીજાએ ટાપસી પુરી.

" તો આપણી ક્યાં ના છે ? બધાનો વિચાર તે મારો વિચાર. " બહારવટીયા આશાએ પોતાનો મત જણાવ્યો.

એટલે બહારવટીયાઓની આખી ટોળી કાઠીયાવાડ તરફ રવાના થઈ, અને વઢવાણ પાસે આવેલા રોકરા ગામ ઉપર બહારવટીયાઓ પડયા.

" બહારવટીયા, બહારવટીયા, " ગામ રાડ પડી અને આ સાંભળતાંજ લોકો ધડોધડ કમાડ બંધ કરી ઘરમાં પેસી ગયાં.

" બાપુ ? બાપુ ? બહારવટીયાઓ આવ્યા છે. " ભરઉંઘમાં ઉંઘતા વિશળદેવને પ્રતિહારે આવી ખબર આપી.

બહારવટીયા શબ્દ સાંભળી વિશળદેવ તુરત જાગ્રત થયો, અને બોલ્યો " ક્યાં છે. ?"

" બાપુ ? હજુ તો આપણા ગામમાં લુંટ કરે છે. "

" ઠીક જા અને નગારે ઘાવ કર. "

" જેવી આજ્ઞા " કહી પ્રતિહાર ચાલ્યો ગયો.

ધીંબાંગ, ધીંબાંગ, ધીંબાંગ, દરબારગઢનું નગારૂં વાગવા લાગ્યું. અને એ શાન્ત રાત્રિમાં નગારાનો અવાજ ચોમેર ગાજી રહ્યો. અને જોતજોતામાં તો બહારવટીયાઓનો સામનો કરવા માટે ટોકરાના સેંકડો જુવાનો રાજગઢ આગળ એકઠા થઇ ગયા.

મસાલો સળગી. અને હથિયારોથી સુસજ્જ થએલું ટોળું વિશળદેવની સરદારી નીચે બહારવટીયા સામે ચાલ્યું.

આશો ભીલ અને તેના માણસો નિશ્ચિંત જીવે ટોકરાના વ્યાજખાઉ વાણીયાઓની મીલ્કત લૂંટી રહ્યા હતા. ત્યાં રાજની વા'ર આવી પહોંચી.

બન્ને જણુ વચ્ચે ધીંગાણું મચ્યું. બહારવટીયા આશાએ પ્રથમ મશાલચીઓને ગોળીએ વિંધી નાખ્યા. અને વિશળદેવના માણસોને અંધારે અથડાતા રાખી લુંટેલી માલમિલ્કત સાથે તે અમદાવાદ તરફ ચાલ્યો ગયો. વિશળદેવ અને તેના માણસો નિરાશ થઇ પાછા વળ્યા. બીજે દીવસે વિશળદેવની આગળ ટોકરાની પ્રજા ફરીયાદે આવી અને પોતાની બધી માલમિલ્કત બહારવટીયાઓ લુંટી ગયા છે એમ જણાવ્યું.

વિશળદેવે બધાને આશ્વાસન આપી શાન્ત કર્યા, અને પોતે આ બાબત માટે પાકો બંદોબસ્ત કરશે એમ જણાવ્યું.

ગુજરાતના પાટનગર પાસે આવેલા અસારવા ગામને વસાવનાર તે આ આશો ભીલ ગુજરાતમાં જ્યારે કરણ સોલંકીની સત્તા હતી, તે વખતે આખા સાબરકાંઠાના કોળીઓ લુંટફાટ કરતા. સાબરકાંઠાના ભીલોનો આ આશો સરદાર હતો. મોટાં મોટાં રાજ્યો સામે તે બહારવટાં ખેડતો અને અઢળક દ્રવ્ય મેળવતો. ઘણાં રાજ્યોએ આ બહારવટીયાને પકડવા પ્રયાસો કરેલા પણ તે હાથમાં આવતો નહિ. બારોટો કહે છે કે કેટલાંક રાજ્યો તો આ બહારવટીયાને પોતાનાં ગામ ન લુંટે માટે તેને રક્ષણ આપતાં અને તેને જોઇતી મદદ પણ કરતાં. એટલે તે નિર્ભયપણે બહારવટું ખેડતો, અને ઠેઠ કાઠીયાવાડ સુધી પણ જતો.

( ૨ )

" બાપુ ? બાપુ ? કોઇ રજપુત જેવો જણાતો ઘોડેસ્વાર મારતે ઘોડે આપણા તરફ આવે છે. " એક પ્રતિહારે આવી મુંજાજીને ખબર આપી.

મુંજાજી સાવધ બને તે પહેલાં તો રજપૂત ઘોડેસ્વારે આવી તેના હાથમાં એક બંધ કવર મૂકયું.

મુંજાજીએ કવર ફોડયું. તે ટોકરાના વિશળદેવ વાઘેલા તરફથી લખવામાં આવ્યું હતું અને તેમાં એમ લખ્યું હતું કે તમારે શરણે આવેલા અમારા સાળા સોભાતસિંહને અમોને સોંપી દો. જો નહિ સોંપો તો મોટો વિનાશ થશે અને તમોને અમારી હદમાંથી હાંકી કાઢીશું.

પત્ર પૂરો થતાંજ મુંજાજીએ પત્રને દૂર ફેંકી દીધો અને ફક્ત ઝરતી આંખે આવનાર રજપૂત સ્વારને તેણે કહ્યું. " જુવાન રજ-

પૂત ? વિશળદેવ વાઘેલાને કહેજે કે જેમ તું રજપુતાણીને ધાવેલો છે તેમ મુંજાજી પણ રજપૂતાણીનેજ ધાવેલો છે. માટે આવી બીક બીજાને બતાવજે. હું કોઇપણ હિસાબે સોભાતસિંહને સોંપવાનો નથી. મારે શરણે આવેલાનું હું પ્રાણાન્તે પણ રક્ષણ કરીશ. માટે જા તારા રાજાને કહેજે કે મુંજાજીનું પાણી જોવું હોય તો ભલે આવે. ''

રાજપુત ઘોડેસ્વાર મુંજાજીનાં વચનો સાંભળી આભો બની ગયો. અને તે ભવિષ્યમાં થનારા બનાવોનો વિચાર કરતો, કરતો, ત્વરિત ગતિથી ટોકરા તરફ ચાલ્યો ગયો.

એક વખતે ટોકરાના રાજા વિશળદેવના સાળા સોભાતસિંહ ટોકરાના જંગલમાંથી એક જંગલી વરાહનો શિકાર કર્યો. ચોકીયાતોએ જઇને વિશળદેવને ખબર કરી. એટલે વિશળદેવ પોતાના માણસો સાથે સોભાતસિંહને પકડવા પાછળ પડયો. સમય વિચારી સોભાતસિંહ મુંજાજીના છાપરાઓમાં પેસી ગયો, અને મુંજાજીનું તેણે રક્ષણ માગ્યું. વીર રજપૂતે પણ નહિ ગભરાતાં સોભાતસિંહને રક્ષણ આપ્યું. ત્યાં પાછળથી રાજ્યની વા'ર આવી પહોંચી અને પોતાના ગુન્હેગારની તેણે માગણી કરી.

મુંજાજીએ સોભાતસિંહને સોંપવાની સ્પષ્ટ રીતે ના પાડી એટલે ધીંગાણું મચ્યું, મુંજાજીના રજપુતો થોડા હતા પરંતુ તેમણે એવો જુસ્સો બતાવ્યો કે વિશળદેવને એ વખતે તો છાનામાના પાછા ફરવું પડયું.

આ બનાવ બન્યા પછી વિશળદેવને વિચાર થયો કે જો આવાની મિત્રાચારી થાય તો ભવિષ્યમાં આપણને જરૂર લાભ થાય. આમ વિચાર ગોઠવીને તેણે એક દિવસે મુંજાજીને કસુંબાનું આમંત્રણ કર્યું.

મુંજાજીએ વિશળદેવનું આ આમંત્રણ સહર્ષ સ્વિકાર્યું. આ આમંત્રણમાં પોતાની ઉન્નતિ થતી લાગી. એટલે તે પોતાના માણસો સાથે ટોકરા ગયો.

વિશળદેવે મુંજાજીનું સન્માન કર્યું અને પોતાના બધા દરબારીઓને મુંજાજીની ઓળખાણ આપી. પછી કસુંબો તૈયાર થયો. વિશળદેવે પોતાના સ્વહસ્તે કસુંબો મુંજાજીને પાયો. અને મુંજાજીએ વિશળદેવને પાયો.

આમ સામાસામી આપ લે થઈ. અને તેજ દિવસથી ટોકરાના વાઘેલાને અને મુંજાજીને મિત્રાચારી બંધાઈ.

( ૩ )

" એલા ગોવાળો ? આઘા ખસી જાઓ ? "

ગોવાળો ચોંકયા, અને તેમણે જોયું તો હાથમાં બંદુકો અને મોંઢે બુકાની બાંધેલી એવા દસબાર માણસોના ટોળાને તેમણે જોયું.

પ્રથમ તો આ ગોવાળો ગભરાઈ ગયા, પણ પછી તેમણે હિંમત એકઠી કરી પૂછ્યું " તમે કોણ છો ? અને અમને આઘા ખસેડવાનું કારણ ? "

" અમે ગમે તે છીએ, અમારે આ કુંઢી ભેંસો દુધ ખાવા માટે જોઈએ છે. "

" પણ આ ભેંસો કોની છે તે તમે જાણો છો !

" ગમે તેની હોય, અમને તેની પરવા નથી. " આમ કહી તે ટોળાના આગેવાને પોતાના માણસોને ભેંસો હાંકવાનો હુકમ કર્યો. બહારવટીયા આશાના એ સાથીદારો હતા. કાઠીયાવાડી આહિરોએ પોતાની ડાંગો તોળી. પણ આશાએ બંદુકની નળી તેમના સામી ધરતાંજ તેઓ નરમ થઈ ગયા. અને બહારવટીયાઓ ભેંસો લઈ પોતાને રસ્તે પડયા.

ટોકરાના દરબારગઢની ડેળીએ ડાયરો ભરાયો હતો. સામસામી કસુંબાની આપ લે થઈ રહી હતી. અમીણના બધાણી રજપુતો

કસુંબો પીવાથી જોમમાં આવી ડોલી રહ્યા હતા. હુક્કાઓ વારા ફરતી ફરી રહ્યા હતા. અને અલકમલકની વાતો કરતો આ આખો ડાયરો મોઝમાં ગુલતાન બની રહ્યો હતો, ત્યાં દરબારી આહિરોએ આવી ધા નાખી.

" બાપુ ! બાપુ ? ગજબ થયો આપણી બધીય ફુંઠી ભેંસો બહારવટીયાઓ હાંકી ગયા. "

" હેં શું સાચી વાત છે ?" વિશળદેવે આહિરોને પ્રશ્ન કર્યો.

" હા અન્નદાતા ! અને આહિરોએ બનેલી તમામ હકીકત પોતાના રાજવીને જણાવી.

વિશળદેવને ગુજરાતનો આ બહારવટીયો બહુ દિવસથી હેરાન કરી રહ્યો હતો. એટલે વિશળદેવે આજે ડાયરા સમક્ષ આ બહારવટીયાને પકડવા માટે બીડુ ફેરવવાનો વિચાર કર્યો.

તેણે ડાયરાના સમક્ષ બધા માણસોને ઉદ્દેશીને કહ્યું કે મારા બહાદુર વીરો આપણે રજપુત બચ્ચા છીએ. ગુજરાતનો આ બહારવટીઓ ઘણો વખત થયાં આપણુને હેરાન કરી રહ્યો છે. તો તમારામાંથી કોઈ તેને જીવતો અથવા મરેલો અહીં લાવશે તેને રાજ્યમાંથી મૂળીના ચાર તાલુકા, બક્ષીસ આપીશ.

આમ કહી તેણે ચોપદારને દાયરામાં બીડુ ફેરવવાનો હુકમ કર્યો. મૂળીના ચાર તાલુકા, ઈનામમાં લેવાને ઘણાનાં મન તલસી રહ્યાં હતાં. પણ આશા બહારવટીયાનું નામ સાભળતાંજ તેમના વિચારો હવામાં ઉડી જતા, કારણ કે બહારવટીયા આશાને પકડવો એ વાત કરવા જેટલી સહેલી વાત ન હતી. કાઠીયાવાડનાં મોટાં, મોટાં, રાજાઓ પણ જેને મહાત નહોતાં કરી શકતાં તે આશાને પકડવો એટલે આભને બાથ ભરવા જેવું હતું.

ચોપદાર બીડું લઇ આખા દાયરામાં ફરી વળ્યો. પણ બીડું કોઇએ ઉપાડયું નહિ. એટલે વિશળદેવે બીજી વખત ફેરવવાનો હુકમ કર્યો. બીજી વખત પણ કોઇએ બીડું ઉપાડયું નહિ. એટલે વિશળદેવે કહ્યું. " ત્યારે શું આ ડાયરામાં કોઇ રજપૂત બચ્ચો નથી? "

" છે " આમ બોલી મુંજાજીએ છંગલ મારી અને ચોપદારના હાથમાંથી બીડું ઝડપી લઇ મોંમાં મૂકી તે ચાવી ગયો. આખો દાયરો આભો બની જોઇ રહ્યો. અને થોડા વખતથી ટોકરાની હદમાં છાપરાં બાંધી પડેલા આ અજાણ્યા રજપૂતની હિંમત જોઇ સૌ ચકિત થયા.

" શાબાશ " વીર મુંજાજી! તમારી બહાદુરી અને હિંમત જોઇ હું ઘણો ખુશ થયો છું. વિશળદેવે મુંજાજીને ધન્યવાદ આપ્યો, અને ડાયરો વિખરાયો.

વિશળદેવ અને મુંજાજીને મિત્રાચારી બંધાયા પછી મુંજાજી ઘણી વખતે વિશળદેવના દરબારમાં આવતો. આજે પણ તે અહિં આવ્યો હતો. ત્યાં ગોવાળોએ આ ધા નાખી અને બહારવટીયાઓના ત્રાસની વાત કહી એટલે વિશળદેવે ડાયરાના બધા રજપુતોને કઠણ વેણ કહ્યાં. આવાં વેણ સહન નહિ થવાથી મુંજાજીએ રજપુતોની આબરૂ રાખવા બહારવટીયા આશાને પકડવાનું બીડું ઝડપ્યું.

( ૪ )

" બાપુ ! આપણને પકડવાનું બીડું ઝડપ્યું છે. " બહારવટીયા આશાના એક ભીલ બાતમીદારે તેને ખબર આપી.

" કોણે " આશો આશ્ચર્ય પામ્યો.

" ટોકરાની નજીક છાપરાં બાંધી રહેલા મુંજાજીએ પકડવાનું બીડું ઝડપ્યું છે. "

" એમ ! ત્યારે તો આપણે મુંજાજીને ખબર પાડવી જોઇએ કે આશાને પકડવાનું કામ બહુ સહેલું નથી. આજેજ આપણે ટોકરા ચાલો અને સૌથી પ્રથમ મૂંજાજીના છાપરાંને તારાજ કરી નાખો. એટલાથી જો તે નહિ સમજે તો પછી ફરી આપણે તેને જોઇ લઇશું.

" હા બાપુ ? આપની વાત ખરી છે. પ્રથમ તેને આપણો હાથ બતાવો. અને જો એટલાથી તે સમજી જઇ આપણો પીછો નહિ પકડે તો ઠીક છે, નહિ તો પછી આપણી સાથે વેર બાંધી તે કયાં સુધી ટકવાનો છે ? " એક બહારવટીયાએ કહ્યું. સંધ્યાના ઓળા પૃથ્વી પર પથરાયા તે વખતે પાણીદાર ઘોડા ઉપર હથિયારોથી સજ્જ થઇ બુકાની બાંધેલા બહારવટીયાની ટોળી સાથે આશો પોતાને પકડવાનું બીડું ઝડપનાર મુંજાજી ઉપર વેર લેવાને ટોકરા તરફ વહેતો થયો.

મુંજાજી અને તેના રજપૂત સામંતો બહારવટીયા આશાને કેવી રીતે પકડવો તેની વાટાઘાટ કરી બીજે દીવસે પ્રાતઃકાળે બહારવટીયાની પાછળ જવાનું નક્કી કરી બધા મોડી રાત્રે વિખરાયા.

વેરની ધુનમાં અંધ બનેલો બહારવટીયો આશો પોતાના માણસો સાથે મુંજાજીના રહેઠાણ આગળ આવી પહોંચ્યો. સૂતેલા શત્રુ ઉપર આશો ઘા કરે તેવો નહોતો એટલે તેણે બંદુકોના બહાર કર્યાં.

શાન્ત રાત્રિમાં ઉપરાઉપરી થએલા બ્હારથી મુંજાજી અને તેના માણસો હથિયારો લઇ બહાર પડયા.

એક બીજાને ઓળખતાંજ આ બંને જણ પોતપોતાનું વેર લેવાને એકમેકના ઉપર તુટી પડયા.

રજપુતો અને બહારવટીયાઓનો જંગ જામ્યો

થોડી ક્ષણ સુધી ધીંગાણું ચાલ્યું. બહારવટીઆ આશાએ પોતાને પકડવાનું બીડું ઝડપનાર મુંજાજીના બે ચાર રજપુતોને માર્યા અને પછી પરોઢ થવાની તૈયારી હોવાથી તે પોતાના માણસો સાથે ત્યાંથી ગુજરાત તરફ આવ્યો.

મુંજાજીને બહારવટીયા આશાને પોતે પકડવાનું સાહસ કર્યું તે ઠીક કર્યું નથી. એમ લાગ્યું પણ હવે તે શું કરે ? બીજે દીવસે તે વિશળદેવની પાસે ગયો અને રાતના ધીંગાણાની વાત કરી.

" કેમ મુંજાજી ! હું નહતો કહેતો કે બહારવટીઆ આશાને પકડવો એ સહેલી વાત નથી ! " વિશળદેવે કહ્યું.

" બાપુ રાતની વેળા હતી અને મારી પાસે માણસો થોડાં એટલે એ જીવતો ગયો. નહિ તો એની તાકાત નથી કે મુંજાજીના હાથમાંથી તે છટકી જાય ? "

" તો પછી હવે તમે શો વિચાર કર્યો ? "

" વિચાર વળી શું કરવાનો ? મને થોડા માણસો આપો. એટલે એને પકડી પાડી આપના ચર્ણમાં રજુ કરૂં . "

અરે થોડા શા માટે ? તમારે જોઇએ તેટલા માણસો લઈ જાઓ. પણ આશાને તો જરૂર પકડો. "

આમ વાતચીત કરી બન્ને જણ છુટા પડયા.

બીજે દિવસે પ્રાતઃકાળે મુંજોજી પોતાના અને વિશળદેવના માણસો લઇ બહારવટીયા આશાને પકડવા માટે ટોકરામાંથી રવાના થયો

ઉનાળાનો માથું ફાટી જાય તેવો સખત તાપ પડી રહ્યો હતો. જંગલ બહુ સુમસામ હતું, પક્ષીઓ પણ ઝાડની છાંયામાં બેસી આરામ કરી રહ્યાં હતાં. આવા સખત તાપમાં બહારવટીયો આશો અને તેના માણસો રોટલો ખાઇ ઝાડીમાં જરા આડે પડખે થયા

હતા. ઝાડની શીતળ છાયા અને મંદમંદ પવનથી આખી રાતના થાકેલા બ્હારવટીયાઓ ધસઘસાટ ઉંઘતા હતા. ત્યાં દૂર ઝાડીમાંથી એક માણસ લપાતો છુપાતો બહારવટીયાઓ ઉંઘતા હતા ત્યાં આવ્યો. અને ત્યાંથી પાછો ગુપચુપ ઝાડીમાં અદ્રશ્ય થઈ ગયો.

" કેમ ભાઈ! કંઇ ખબર મળી કે? " મુંજાજીએ પોતાના બાતમીદાર રજપૂતને પાછો આવેલો જોઇ પૂછ્યું.

" હા અન્નદાતા, બહારવટીયાઓ અહિં નજીકજ ધસઘસાટ ઉંધે છે "

" તેં નજરે જોયા ? "

" હાજી, એ ઉંઘતા હતા ત્યાં એમની પાસે ગયો હતો અને તેમને બરોબર ઓળખી પછીજ પાછો આવ્યો છું. "

" વાહ વાહ ત્યારે તો આપણી ઘણા દીવસની મહેનત અને રખડપટ્ટી સફળ થઇ ખરી. "

પોતાના રહેઠાણ આગળ આવી પોતાના બે ચાર રજપુતોને મારી નાખ્યા પછી મુંજાજી ટોકરાની વાં'ર લઈ બહારવટીયા આશાની પાછળ પડયો અને છુપાવા યોગ્ય જગ્યાઓ ખોળતો, ખોળતો, તે ગુજરાતમાં આવી પહોંચ્યો.

દૈવયોગે બહારવટીયો આશો જે જંગલમાં હતો તે જંગલમાંજ મુંજાજીએ રહેઠાણ કર્યું, અને પોતાના એક બાતમીદારને જંગલમાં તપાસ કરવાને મોકલ્યો બાતમીદારે બહારવટીયાઓની ખબર આપી. એકલો મુંજાજી પોતાના માણસો સાથે બહારવટીયાઓ જ્યાં આરામ કરતા હતા ત્યાં ગયો.

" ભાઇઓ ! બહુ સાવધાનીથી કામ કરવાનું છે. જો જરી પણ ખડખડાટ થયો અને બહારવટીયાઓ જો જાગી ગયા તો આપણી બધી મહેનત ધૂળ મળશે. "

આમ પોતાના માણસોને સૂચનાઓ આપતો મુંજાજી ચુપકીદીથી બહારવટીયાઓ ઉંઘતા હતા ત્યાં આવી પહોંચ્યો. અને તેને ઉંઘતા બહારવટીયા આશા ઉપર છાપો માર્યો. એકાએક થએલા હુમલાથી બહારવટીયાઓ ગભરાઇ ગયા. છતાં હીંમત નહિ હારતાં તેમણે પોતાના બચાવ માટે તલવારો તાણી.

ઉનાળાના એ ધોમ ધીખી રહેલા તાપમાં તલવારો સબોસબ ઉછળવા લાગી. અને એ જનશુન્ય જંગલમાં બહારવટીયાઓ અને મુંજાજી વચ્ચે ધીંગાણું મંડાયું. ગુજરાતની જતી આબરૂ સાચવવા વીર બહારવટીયા આશાએ પોતાના જીવની પણ દરકાર નહિ કરતાં રજપુતોનો સાથ વાળી નાખ્યો. પણ ઘણા માણસો આગળ તે અને તેના મુઠીભર માણસો કયાં સુધી ટકે? આખરે બહારવટીઓ આશો શરીરે સખત ઘાયલ થવાથી જમીન ઉપર પછડાઇ પડયો. તેના હાથમાંથી તલવાર દૂર જઈ પડી અને તે બેહોશ થઈ ગયો. તેની સાથેના એકેએક બહારવટીયાએ આ ધીંગાણામાં પોતાનાં બળીદાન આપી ગુજરાતના ગૌરવને વધાર્યું.

ઘાયલ અને બેહોશ થઇ ગએલા બહારવટીયા આશાને મુંજાજી અને તેના માણસો બાંધી ઘોડા ઉપર નાખી ટોકરા વિશળદેવ પાસે લઈ ગયા, અને તેને સુપ્રત કર્યો. વિશળદેવે આશાને બંદીખાને નાખ્યો. અને સાજા થયા પછી તેનો ન્યાય કરવો એમ નક્કી કર્યું. પણ શરીરે સખ્ત રીતે ઘાયલ થવાથી વીર બહારવટીયો આશો બંદીખાનામાંજ મરણ પામ્યો. આમ આખા કાઠીયાવાડને ધ્રુજાવનાર ગુજરાતના આ વીર પુરૂષનો ટોકરાના બંદીખાનામાં અંત આવ્યો. વિશળદેવ આથી ઘણો ખુશ થયો. કારણ કે તેને કાયમનું એક દુઃખ દૂર થયું. આથી તેણે મુંજાજીના કામથી ખુશ થઇ મૂળીના ચાર તાલુકા તેને ઈનામમાં આપ્યા.

આમ વીર આશો બહારવટીયો ગુજરાતના ઇતિહાસમાં પોતાનું નામ અમર કરી ગયો, અને પાછળ પોતાની યશ કથા મૂકતો ગયો. આજે ગુજરાતમાં ઘણા વૃધ્ધો આ આશા બહારવટીયાની વાત જાણે છે. આ આશાની સાથે ધીંગાણું ખેડનાર મુંજાજીના વંશજો મહીકાંઠામાં આવેલા ઇડર સ્ટેટના હિંમતનગર પાસે આવેલા હાપામાં અદ્યાપી પર્યંત હયાત છે. અને આ વીર આશા બહારવટીયાનું નામ તેણે વસાવેલા ગામ અસારવા કે જે હાલ ગુજરાતના પાટનગર અમદાવાદ પાસે આવેલું છે, તે તેની યાદગીરી આપે છે.

———●○———



" બાપુ ! બાપુ ! આંબલીઆરાનું લશ્કર લઇ ભાથીજી માંડવા પર ચઢી આવે છે." સરહદ પરના ચોકીયાતે આવી અમીજીને ખબર આપી.

" તું શું સાચી વાત કહે છે ? "

" હા બાપુ ! " ચોકીયાતે પુનઃ કહ્યું.

" ત્યારે તો આપણે પણ તૈયારી કરવીજ જોઇએ. " અમીજીએ કહ્યું.

" હા અન્નદાતા ! ભાથીજી જેમ જેમ વખત જાય તેમ તેમ નજીકને નજીક આવતો જાય છે. " ચોકીયાતે કહ્યું.

" અલ્યા બહાર કોણ છે.? "

" જી " કહેતો એક પ્રતિહાર અમીજીના દરબારગઢના ખાસ ઓરડામાં દાખલ થયો. અને તેણે અમીજીને સલામ કરી.

" જા. અને અત્યારે હાલ આપણા તમામ સામંતોને અહિં બોલાવી લાવ. "

" જેવો અન્નદાતાનો હુકમ. " આમ કહી પ્રતિહાર ચાલ્યો ગયો. " ચોકીયાત પણ રજા લઇ પોતાના રસ્તે પડયો.

" કેમ બાપુ ! બધા સામંતોને આમ એકાએક યાદ કર્યા ? " એક સામંતે અમીજીને પૂછયું.

" ભાઇઓ ! તમે તો મારા હાથપગ છો. તમારૂં કામ મારે ડગલે ડગલે પડે, આજ એક આફત આવી પડી છે. જે આફત આવી પડી છે, તે શી રીતે ટાળવી, તે માટે તમારી સલાહ લેવાને તમોને અહિં બોલાવ્યા છે. "

" બાપુ ! એવી તો શી આફત પડી છે કે માંડવાના દરબારને આમ ચિંતા કરવી પડે છે ? એક ટીખળી સામંતે કહ્યું.

" ભાઇ ! ભાથીજી કે' દિવસે ચિંતા કરાવ્યા વિના રહે છે ? જ્યારે જુઓ ત્યારે માંડવા ઉપર લસ્કર લઇ જાણે આવ્યાજ છે. આજે પણ તેઓ માંડવા ઉપર ચઢી આવે છે, એટલે તેમની સામા કઇ રીતે થવું ? તે માટેજ તમોને બધાને અહિં બોલાવ્યા છે. " અમીજીએ ખુલાસો કર્યો.

ભાથીજીનું નામ સાંભળતાંજ માંડવાના તમામ સામંતોનાં મોં ઉપરથી નુર ઉડી ગયું. અને અમીજીનો આ ખાનગી દરબાર નિઃશબ્દ બન્યો.

થોડીવાર સુધી મૌન રહ્યા પછી અમીજીએ ન છુટકે બધા સામંતોને ભાથીજી આવે ત્યારે લડવા માટે તૈયાર રહેવાનું કહી રજા આપી.

થોડા દીવસમાં સરહદના ચોકીયાતના કહેવા પ્રમાણે આંબલીઆરાનો આ ચૌહાણ રાજવી વીર ભાથીજી પોતાના ચુનંદા રજપૂત સૈનિકો સાથે આવી પહોંચ્યો, અને માંડવાથી થોડે દૂર વાત્રક અને માઝમ નદીના સંગમ ઉપર પોતાનો પડાવ નાંખ્યો.

ભાથીજી આવી પહોંચ્યો છે એવી ખબર મળતાંજ માંડવાનો મોલે સલામ ઠાકોર અમીજી પોતાના માણસો સાથે તૈયાર થયો.

અને બાથીજીના હુમલાની રાહ જોવા લાગ્યો. બીજે દીવસે પ્રાતઃકાળે બાથીજીએ પોતાના ચિત્તા જેવા ચપળ રાજપૂત સામંતોને માંડવા ઉપર તૂટી પડવાની આજ્ઞા આપી.

અમીજી પણ પોતાના માણસો સાથે બહાર પડયો. એ વાત્રકને કાંઠે ધીંગાણું મંડાયું.

જોતજોતામાં તો બાથીજી અને તેમના રજપૂત સામંતોએ અમીજીના સેંકડો માણસોને વાત્રકને કાંઠે ચીરઃ નિદ્રામાં સુવાડી દીધા. એટલે બાકીના બચ્યા તે બાથીની તલવારથી બચવા કોતરમાં નાશી ગયા.

પોતાના માણસોની આવી દુર્દશા થયેલી જોઇ અમીજીએ પોતાને કપાળે હાથ ઠોકયો, અને નશીબને દોષ દેતો તે પણ વાત્રકના કોતરમાં નાશી ગયો.

વિજયી બાથીજી પોતાના માણસોને લઇ માંડવામાં પેઠા અને ત્યાંની પ્રજા પાસેથી નજરાણો લઇ અમીજીના દરબારગઢને તોડી નાંખી તેઓ આંબલીઆરા ચાલ્યા ગયા.

બાથીજીના આંબલીઆરા ગયા પછી અમીજી પુનઃ માંડવામાં આવ્યો. અને પોતાને વખતોવખત હેરાન કરનાર બાથીજીને શી રીતે મહાત કરવા, તેના વિચારમાં તે પડયો.

પૃથ્વીરાજ ચૌહાણના વંશના, આંબલીઆરા પાસે આવેલા કડવાડાની ગાદી ઉપર જયમલજીના પુત્ર કરસનદાસજીના વખતમાં ઇડરના રાવે કડવાડા ઉપર ચઢાઇ કરી. કડવાડા સર કર્યું. એટલે કરસનદાસજીએ ઇ. સ. ૧૬૫૮ માં આંબલીઆરામાંથી કાનફટા સાધુઓને કાઢી નવી ગાદી સ્થાપી. અને આંબલીઆરાની આજુબાજુનો મુલક પોતાને સર કર્યો.

કરસનદાસજી પછી આંબલીઆરાની ગાદી ઉપર સબળાજી, રૂપાજી અને મોંઘાજી થયા, તેમના પછી ઝાલોજી અને પછી બાથીજી થયા.

આ ભાથીજી ચોહાણ વીર પુરૂષ અને બહુ બહાદુર હતા, તેમને નાનપણથીજ યુદ્ધનો બહુ શોખ હતો.

એટલે તેમણે તલવારના જોરથી આંબલીઆરાનો રાજ્ય વિસ્તાર ઘણો વધારી દીધો.

આંબલીઆરા અને માંડવા બન્ને પાડોશી રાજ્યો હતાં અને બંનેની સરહદો પણ ભેગી હતી. કંઇ કારણસર માંડવાના ઠાકોર અમીજી અને ભાથીજી વચ્ચે અણબનાવ થયો. એટલે ભાથીજી વારંવાર માંડવા ઉપર ચઢાઈ કરી અમીજીને હેરાન કરવા લાગ્યા. આથી કંટાળીને અમીજીએ ગાયકવાડ સરકારની મદદ માગી. આ વખતે એટલે ઇ. સ. ૧૭૮૮માં વડોદરાની ગાદી ઉપર ફતેસિંહ-રાવ રાજ્ય કરતા હતા. તે જ્યારે કડી પ્રાંતમાં ફરવા નીકળ્યા, ત્યારે અમીજી તેમને માંડવા તેડી લાવ્યો. એક રાત્રે અમીજીએ ફતેસિંહ-રાવને જોવા માટે ભવાયા લોકો પાસે ભવાઇ કરાવી, અને પ્રથમ નક્કી કરી રાખ્યા પ્રમાણે વેશ કઢાવ્યો. તેમાં કોળી લોકો વાણીયાને લૂંટતા બતાવ્યા. વાણીયાઓએ ફતેસિંહરાવ મહારાજની આણ દીધી તોપણ કોળીયોએ વાણીયાઓને લુંટવા ચાલુ રાખ્યા, ત્યારે વાણી-યાઓએ આંબલીઆરાના ભાથીજીની આણ દીધી, એટલે કોળીઓ વાણીયાઓને નહિ લૂંટતાં નાશી ગયા. ફતેસિંહરાવ મહારાજે આ જોયું. તેમણે અમીજીને પ્રશ્ન કર્યો.

" આ ભાથીજી કોણ છે? અને લુંટારા લોકો મારા કરતાં તેની આણ કેમ વધારે માને છે? "

" મહારાજ! ભાથીજી આંબલીઆરાના તાલુકદાર છે. તેઓ વારંવાર મને હેરાન કરે છે, હમણાં થોડા વખત ઉપર તેમણે અહિં ચઢી આવી મારો દરબારગઢ પણ તોડી નાખ્યો હતો. આપ મને ભાથીજીના ત્રાસમાંથી છોડાવો તો આપને હું મારા રાજ્યની ઉપજમાંથી ભાગ આપીશ. " અમીજીએ ખુલાસો કર્યો.

ફતેસિંહરાવ મહારાજે અમીજીની આ માગણી સ્વીકારી અને અને તેમણે હમીદ જમાદારને તથા શિવરામ ગાર્દીને આંબલીઆરા સર કરવાનો હુકમ આપ્યો.

" બાપુ! બાપુ! મરાઠી લશ્કર આ તરફ આવે છે." એક બાતમીદારે આવી ભાથીજીને ખબર આપી.

" મરાઠી લશ્કર અહિં ક્યાંથી?" ભાથીજીએ બાતમીદારને પ્રશ્ન કર્યો.

" બાપુ! માંડવાના ઠાકોર અમીજીના કહેવાથી મરાઠી લશ્કર આ તરફ આવે છે." બાતમીદારે ખુલાસો કર્યો.

ભાથીજી તરતજ બધી હકીકત સમજી ગયો એટલે તેમણે પોતાના હજુરીને દરબારગઢનું નગારું વગાડવાની આજ્ઞા આપી.

ધીબાંગ, ધીબાંગ, ધીબાંગ દરબારગઢનું નગારું વાગવા લાગ્યું. તેનો જેમ જેમ અવાજ વધતો ગયો તેમ તેમ હથિયારબંધ સામંતો ધસમસ્યા માઝમ નદીને કિનારે બાંધેલા એ વિશાળ દરબારગઢની ડેલીએ એકઠા થવા લાગ્યા. જોતજોતામાં તો દરબારગઢનું એ વિશાળ ચોગાન રજપૂત સૈનિકોથી ઉભરાઈ જવા લાગ્યું.

" બાપુ! આમ એકાએક કેમ બધાને યાદ કર્યા?" એક રજપૂત સામંતે ભાથીજીને પૂછયું.

" ભાઇઓ! યાદ કરવાનું કારણ તો એટલુંજ છે કે આંબલીઆરા ઉપર સમુદ્ર જેવડી વિશાળ મરાઠાઓની સેના ચઢી આવે છે. તેની સાથે આપણે આપણું રજપુત પાણી બતાવવાનો અણધાર્યો અવસર આવી પહોંચ્યો છે, માટે રાત દિવસ તૈયાર રહેજો. મરાઠાઓને આપણે ખબર આપવી જોઇએ કે, ભાથીજી સામે થવું એટલે કંઇ બચ્ચાના ખેલ નથી, માટે બહાદુર વીરો! ઘડીનાય વિશ્રામ વિના તમારા કાર્યમાં તત્પર બનો, પણ જો જો ચપળબંધા

મરાઠાઓ તમારૂં પાણી ન લઈ લે ! " બાથીજીએ તેમના તમામ સામંતોને બોધ કર્યો. " અન્નદાતા ! અમારી નસોમાં જ્યાં સુધી રક્તનું એક પણ ટીપું હશે ત્યાં સુધી તો એ મરાઠાઓના બાર નથી કે માઝમ નદી ઓળંગે ? " એક સાથે બધા બોલી ઉઠયા.

છેવટે બધાઓને સાવધ રહેવાની સૂચના આપી વિદાય કર્યા. અને પોતે પણ જરૂરી તૈયારીમાં ગુંચાયા.

" બાપુ ! બાપુ ! ફરિયાદ. " દરબારગઢની ડેલીએ આવી બે ચાર પટેલોએ પોકાર કર્યો.

" અલ્યા બહાર કોણ છે ? "

" જી બાપુ ! " કહેતો એક હજુરી હાજર થયો.

" જા બહાર કોણ ફરીયાદી આવ્યું છે તે જોઈ આવ. "

" જેવી આજ્ઞા. " કહી હજુરીઓ બહાર ગયો.

" બાપુ ! આપણી સરહદના બે ચાર પટેલો ફરીયાદે આવ્યા છે, અને કહે છે કે બાપાને મળવું છે. "

હજુરીયાએ આવી બાથીજીને ખબર આપી.

" જા તેને અંદર તેડી લાવ. "

" હુકમ " કહેતો હજુરીયો બહાર ચાલ્યો ગયો, અને પટેલોને લઈ અંદર આવ્યો.

" ખમ્મા ! અન્નદાતા ! પટેલોએ દરબારગઢમાં પેસતાંજ પોતાના રાજવીને ઝુકીને સલામ કરી. "

" કેમ પટેલો ! શી ફરિયાદ છે ? " બાથીજીએ ફરિયાદો આપનાર પટેલોને પૂછ્યું.

" અન્નદાતા ! આખા વરસની કાળી મહેનત કરી તૈયાર કરેલા અમારા ઉભા પાકમાં મરાઠાઓ ઘોડાં વહેતાં મૂકે છે. અને અમારા

પાક નાશ કરે છે. માટે અમોને સત્વર આ દુઃખમાંથી બચાવો." પટેલોએ પોતાની વીતક વાત કહી.

આ સાંભળી ચૌહાણ વીર બાથીજીની આંખો રક્તવર્ણી બની. અને તેમનું સ્વરૂપ રૌદ્ર બન્યું. તેઓનો હાથ વારે વારે તલવારની મુઠ ઉપર જવા લાગ્યો, અને તેમનું આખું શરીર કંપવા લાગ્યું. તેમણે પટેલોને કહ્યું "તમે હમણાં જાઓ, હું એ મરાઠાઓની હમણાંજ ખબર લઉં છું."

"ખમા! અન્નદાતા!" આમ કહી મુજરો કરી પટેલોએ રજા લીધી.

આંબલીઆરાના આ વીર રાજવીએ પોતાના થોડા ચુનંદા સૈનિકોની એક ટુકડી તૈયાર કરી પોતાની પ્રજાને રંજાડનાર મરાઠી લસ્કરને હેરાન કરવા માટે રવાના કરી દીધી. અને પોતે બાકીના લસ્કર સાથે તૈયાર થઇ મરાઠી લસ્કરની રાહ જોવા લાગ્યા.

છેવટે હમીદ જમાદાર અને શીવરામ ગાર્દી મરાઠાઓની વિશાળ સેના લઇ આંબલીઆરા આવી પહોંચ્યા અને માઝમને કાંઠે મુકામ કર્યો.

બાથીજી રાતદિવસ સાવધ રહેવા લાગ્યા, અને તેઓ મરાઠાઓના લસ્કરની હીલચાલ ઉપર દેખરેખ રાખવા લાગ્યા.

"બાપુ! એક મરાઠો બહાર આવ્યો છે અને તે આપને મળવા માગે છે." હજુરીયે આવી બાથીજીને ખબર આપી.

"જા તેને અંદર લઇ આવ."

"હુકમ અન્નદાતા!" કહી હજુરીયો બહાર ચાલ્યો ગયો અને થોડીક્ષણમાં મરાઠા સૈનિકને લઇ દરબારમાં હાજર થયો.

આ વખતે બાથીજી પોતાના તમામ સામંતો સાથે લડાઇની મંત્રણા કરી રહ્યા હતા, ત્યાં હજુરીયો મરાઠા સૈનિકને લઇ દરબારમાં

હાજર થયો. મરાઠા સૈનિકે બાથીજીને ઝૂકીને સલામ કરી, અને તેણે પોતાની ભેઠમાંથી એક પત્ર કહાડી બાથીજીને આપ્યો.

બાથીજીએ પોતાના કારભારીને આ પત્ર મોટેથી વાંચવાની આજ્ઞા કરી. એટલે કારભારીએ બધા સામંતો સાંભળે તેમ મોટેથી કાગળ વાંચ્યો. પત્રમાં લખ્યું હતું કે તમે માંડવાના અમીજીને વખતો વખત હેરાન કરો છો અને તેમને વિના કારણે નુકશાન કરો છો, માટે તમારે અમીજીને હેરાન નહિ કરવાના જામીન આપવા, અને અમોને ખંડણી આપવી. જો આ બે શરતો તમે કબુલ નહિ કરો તો આંબલીઆરાને તારાજ કરવામાં આવશે. અને આંબલીઆરામાં મરાઠી થાણું બેસાડીશું. માટે આ બાબતનો પૂર્ણ વિચાર કરી અમને સત્વર જવાબ આપશો.

પત્ર પુરો થયો એટલે કારભારીએ બાથીજીના હાથમાં આપ્યો. ચૌહાણ વીર બાથીજીએ પત્રના ટુકડા કરી જમીન ઉપર વેરી દીધા. અને તેમણે પોતાના સામંતો તરફ જોઇ પ્રશ્ન કર્યો " ભાઇઓ ! મરાઠા સરદારને શું જવાબ આપવો છે ? "

" લડાઇ " એક સામટો ગગનભેદી અવાજ થયો. અને એ અવાજને પડકારે મરાઠા સૈનિક ચમકી ગયો.

" ભાઈ ! તું જા, અને તારા સરદારને કહેજે કે બાથીજી લડવા તૈયાર છે, માટે ગમે ત્યારે આંબલીઆરા ઉપર હલ્લો કરજે. " બાથીજીએ મરાઠા સૈનિકને કહ્યું. મરાઠા સૈનિક બાથીજીનો આ જવાબ લઇ છાવણીમાં ચાલ્યો ગયો. અને તેણે બાથીજીના દરબારમાં બનેલી સર્વ હકીકત શીવરામ ગાર્દીને વિદીત કરી.

બાથીજીનો આ અવાજ સાંભળી પોતાના સાત હજાર મરાઠા સૈનિકોના લશ્કર ઉંપર મદાર બાંધી કિલ્લા વિનાના કુદરતી ઝાડીથી રચાએલા આંબલીઆરા ઉપર શિવરામ ગાર્દીએ પોતાનું લશ્કર છુટું કર્યું.

આ બાજુ બાથી પોતાના રજપૂત સામંતો સામે તૈયારજ હતા. પોતાના દેશની આબરૂ રાખવા અને વફાદારી બતાવવા માટે રજપૂત સૈનિકોએ મરાઠા લશ્કર ઉપર જબરો ધસારો કર્યો.

આમ માઝમના કિનારે મરાઠાઓ અને રજપૂતોનો જંગ જામ્યો.

જેમ જેમ વખત જતો ગયો તેમ તેમ મરાઠાઓ એક પછી એક પડવા લાગ્યા. **ભાથીજી પોતાના લશ્કરને મોખરે રહી તેને ઉત્તેજિત કરી રહ્યા હતા.** એટલે બમણા જુસ્સાથી રજપુત સૈનિકોએ મરાઠાઓની કતલ કરવા માંડી.

છેવટે સંધ્યા થવાથી લડાઇ બંધ રહી. અને આખા દિવસના થાકી ગએલા સૈનિકો આરામ કરવા લાગ્યા.

બાપુ! મારૂં ગરીબનું કહ્યું માની જાઓ, " જીવતો નર ભદ્રા પામશે. " એક વિશ્વાસુ રજપૂત સામંત ભાથીજીને કરગરવા લાગ્યો.

પણ હું એમ જો રણમાંથી નાશી જાઉં તો મારી કીર્તિને કલંક લાગે અને મારા પૂર્વજોના નામને બટ્ટો લાગે, " ભલે મોત કાલે આવતું હોય તો આજે આવે " બાથીજીએ પોતાનો નિશ્ચય જણાવ્યો.

" પણ બાપુ! આમ હજારોની મરાઠા સેના સાથે આપણા મુઠીભર સૈનિકોને લઇ આપ કેશરીયાં કરશો. પછી મરાઠાઓ સુખેથી આંબલીઆરામાં રાજગાદી સ્થાપશે. આમ વરસોની કરેલી મહેનત પલવારમાં અફળ થશે. અને લોકો પણ આપના નામને થોડા વખતમાં ભૂલી જશે. આપ જો જીવતા હશો તો થોડા વખતમાં પુનઃ પાછું આપ રાજ્ય સંપાદન કરી શકશો અને આપની બહાદુરીનાં વખાણ થશે. માટે મારૂં કહ્યું આપ માની જાઓ " રજપુત સામંતે ફરી આગ્રહ કર્યો.

" ઠીક ત્યારે જોઇશું. " આટલો ઉત્તર આપી બાથીજી પોતાના ખાનગી આવાસમાં ચાલ્યા ગયા. "

મરાઠી લશ્કરને આંબલીઆરા પર હલ્લો કરતાં ૭ માસ થયા. તોપણુ બાથીજીએ મચક આપી નહિ, એટલે શિવરામ ગાર્દીએ ફતેસિંહરાવ મહારાજાને લખી વડોદરેથી વધારાનું નવું લશ્કર મંગાવ્યું.

આંબલીઆરાના આ વીર રાજવી બાથીજીએ ૭ ૭ માસ સુધી મરાઠાઓના એ સાત હજારના લશ્કરને ફક્ત પોતાના મુઠીભર રજપુત સામંતોથી હંફાવ્યા.

આમ ૭ ૭ મહિના સુધી વગર કિલ્લાએ ટકાવ કરવાથી બાથીજી પાસે માણસો ખુટી પડયા અને આ બાજુ મરાઠા સરદારે વડોદરેથી લશ્કર મંગાવ્યું, એટલે હવે શું કરવું તેનો તે વિચાર કરવા લાગ્યા.

છેવટે વાઘેલા તમામ રજપુત સામંતોએ અને આંબલીઆરાના રાજવીએ કેસરીઆં કરવાનું નક્કી કર્યું.

આ બાજુ વડોદરેથી વધારાનું મરાઠી લશ્કર આવી પહોંચ્યું, એટલે મરાઠા લશ્કરમાં નવો જુસ્સો આવ્યો.

એક દિવસ હમીદે અને શીવરામ ગાર્દીએ લાગ જોઇ બંને બાજુએથી આંબલીઆરા ઉપર હલ્લો કર્યો. એટલે બાથીજીએ પોતાની પાસેના વિભાગ પાડી નાખ્યા અને એક ટુકડીને તેમણે હમીદના સામી મોકલી અને બીજી બાજુ પોતે ધસ્યા.

આમાં રજપૂતોની ખરેખરી કસોટી હતી. મરણીયા રજપુતો કેસરીયા વાઘા પહેરી સ્વર્ગમાં અપ્સરાને વરવા માટે એક પછી એક પોતાનું પાણી બતાવી પડવા લાગ્યા.

બાથીજીએ આજે મરાઠી લશ્કરમાં કાળો કેર વર્તાવી નાખ્યો. બંને હાથમાં તલવારો પકડી સિંહની માફક મરાઠાઓનો તેઓ સંહાર કરી રહ્યા હતા. મરાઠી લશ્કર બાથીજીના આ મારથી ત્રાસ ત્રાસ પોકારી ગયું.

પણ છેવટે શરીરે સેંકડો ઘા થવાથી આ ચૌહાણ વીર બેભાન બન્યો અને ઘોડા પરથી નીચે ઢળી પડયો.

પોતાના અન્નદાતાને આમ રણમાં પડતા જોઇ વાઘેલા સૈનિક રજપૂતોની આંખ ફાટી, અને લોહી ઝરતી આંખે તેઓ મરાઠાઓ ઉપર તૂટી પડયા.

ત્યાં તો ભાથીજીના એક વફાદાર સામંતે તેમને ઉઠાવી પોતાના ઘોડા ઉપર નાંખી તેણે પોતાનો ઘોડો મારી મૂકયો.

રજપુત સામંતોએ આ જાણ્યું એટલે જેટલા કપાય તેટલા કાપી સ્વર્ગે સંચર્યા.

આમ બધા રજપુતોએ યુદ્ધમાં પોતાના દેહનાં બલીદાન દીધાં. અને આંબલીઆરાના બચાવ માટે એક પણ રજપૂત રહ્યો નહિ, એટલે વિજયી મરાઠા લશ્કર આંબલીઆરામાં પેઠું.

શિવરામ ગાર્દીને આ વિજય બહુ મોંઘો પડયો કારણ કે તેના ઘણા લશ્કરનો નાશ થઇ ગયો હતો.

" હું કયાં છું. " ભાથીજીએ સચેત થતાંજ પ્રશ્ન કર્યો.

" બાપુ ! આપ સુરક્ષિત સ્થળે છો. " રાજપુત સામંતે કહ્યું, અને તેણે સર્વ હકીકત ભાથીજીને જણાવી.

" ત્યારે શું આંબલીઆરા મરાઠાના હાથમાં ગયું. "

" હા બાપુ ! અત્યારે મરાઠાના હાથમાં ગયું છે. પણ આપને આરામ થતાંજ આંબલીઆરા આપનું છે.

ભાથીજીએ આ સાંભળી પોતાને કપાળે હાથ ઠોકયો.

" બાપુ ! આમ નિરાશ શા માટે થાઓ છો, આપ જીવતા છો એટલે એક આંબલીઆરા નહિ પણ દસ મેળવી શકશો. "

આંબલીઆરાના એ વિશાળ જંગલોમાં ભીલોના છાપરામાં ઘાયલ બાથીજી અને તેમનો વફાદાર સામંત ઉપર પ્રમાણે વાતચીત કરી રહ્યા હતા.

થોડા દિવસમાં બાથીજીના ઘા રૂઝાયા, અને તેઓ પાછા પ્રથમની માફક હરતા ફરતા થયા. એટલે તેમણે આંબલીઆરાની આજુબાજુના કામઠી ભીલોને એકઠા કર્યા. આંબલીઆરા પુનઃ પાછું મેળવવા માટે તૈયારી કરવા માંડી.

મરાઠા સરદાર હમીદ અને શિવરામ ગાર્દી આંબલીઆરામાં થાણું મૂકી બાકીના લશ્કરને લઈ વડોદરા ચાલ્યા ગયા.

બાથીજીએ હવે પોતાના કામઠીયા ભીલોની ટુકડી સાથે આંબલીઆરા પર હલ્લો કર્યો, એટલે થાણાના મરાઠાઓ સામે થયા પણ જોતજોતામાં તો બાથીજીએ પોતાની તલવારથી કેટલાંય મરાઠાઓનાં માથાં ધડથી જુદાં કરી નાખ્યાં, એટલે બાકીના જીવ બચાવવા માટે નાસવા લાગ્યા, પણ આ અજાણ્યા મુલકમાં રસ્તો નહિ જોયો હોવાથી ભીલોએ તેમની પાછળ પડી મારી નાખ્યા. આમ પુનઃ બાથીજીએ પોતાની ગાદી પાછી મેળવી.

આંબલીઆરા પાછું બાથીજીએ લઈ લીધું, અને એક પણ મરાઠો જીવ્યો નહિ, અને એ ખબર વડોદરા પહોંચી. મહારાજા ફતેસિંહરાવ કૈલાસવાસી થવાથી વડોદરામાં અંધાધુંધી ફેલાઈ ગઈ એટલે આંબલીઆરા ઉપર ફરીથી મરાઠી લશ્કર ચઢી આવ્યું નહિ.

બાથીજીએ આમ મરાઠાઓ સામે વિજય મળવાથી તેમણે ખુશાલીનો એક દરબાર ભર્યો. અને પોતાની જીંદગી બચાવનાર પોતાના વફાદાર સામંતને યોગ્ય શિરપાવ આપી તેની કદર કરી. એ દરબારમાં એક બારોટ પણ આવેલો તેમણે આંબલીઆરાના આ વીર પુરૂષ અને મરેઠાઓ સાથે થયેલા યુદ્ધના દુહા પોતાના બુલંદ અવાજે લલકાર્યા.

ભાથીને મરાઠા લડે, બણે સતારા બમ;
લડવા ચાલ્યો ભાથીજી, રાવણ માથે રામ.
ચૌહાણના કુળતણું, ભેળ ભરખાણહાર
ભડ થઈ ડાકણ ભાથીજી વુંવાળી તલવાર
મહીલા જે મરાઠા તણી, કેમ સજે શણગાર
લડતો ઉભો ભાથીજી માથે મોટો માર
રાવે રાફન જાણીયો, ઘર્યો વહાસે પાગ
ભડ અજરાયલ ભાથીજી, જગવીયો જડનાગ

ભાવાર્થ:—ભાથીજીને મરાઠાઓ લડે છે. રાવણની સાથે જેમ રામ લડવા ગયા હતા તેમ ભાથીજી પણ મરાઠાઓની સાથે લડવા ચાલ્યા. ચૌહાણ કુળના રાજવી તારી તલવાર ડાકણની માફક મરાઠાઓનાં માથાં ખાવા મંડી છે, મરાઠાઓની સ્ત્રીઓ શણગાર પણ પહેરતી નથી. કારણ ભાથીજી મરાઠાઓ ઉપર તલવાર તાણી ઉભો છે. ફતેસિંહરાવે રાફડામાં પગ ઘાલીને ન જીતાય એવા ભાથીજી જેવા નાગને છંછેડયો.

" વાહ બારોટજી વાહ ખુબ કરી. " એમ દરબારમાં ચારે બાજુએ પોકાર થવા લાગ્યા, અને આંબલીઆરાના આ કદરદાન રાજવીએ બારોટને યોગ્ય શિરપાવ આપી સંતોષ્યા.

મરાઠા સાથેની લડાઇ પછી ભાથીજીએ બહુ માણસો એકઠાં કરવા માંડયાં. અને આંબલીઆરાને વિસ્તૃત બનાવવા માંડ્યું, ને પ્રથમની માફક રાજ્ય કારભાર ચલાવવા લાગ્યા.

ઈ. સ. અઢારમા સૈકાની આખરે મહિકાંઠામાં મરેઠાઓની સત્તા ધમધોકાર ચાલતી હતી. પેશ્વા સરકરનું લશ્કર મહીકાંઠામાં મુલકગીરી કરવા આવતું અને નાનાં મોટાં તમામ રાજ્યો પાસેથી ખંડણી ઉઘરાવી ચોમાસા પહેલાં તે ચાલ્યું જતું. છતાં પણ કોઇ કોઈ વખતે મહીકાંઠાના ઠાકોરો એકઠા મળી સંપ કરી ખંડણી

આપતા નહિ અને બંડ કરતા આથી પેશ્વાના લશ્કરને ઘણું નુકશાન થતું. આથી પેશ્વા સરકારે મહિકાંઠાના કોઇ ઠાકોરની મદદ લઇ મહીકાંઠાનો બંદોબસ્ત રાખવાનો વિચાર કર્યો.

મહીકાંઠામાં આવો બહાદુર અને મહીકાંઠાનો બંદોબસ્ત રાખવામાં સહાય કરે એવો ફક્ત એકજ રાજવી પેશ્વાની ધ્યાનમાં આવ્યો અને તે આંબલીઆરાના ભાથીજી.

પેશ્વા સરકારે આથી મહીકાંઠાનો બંદોબસ્ત રાખવા ભાથીજીની મદદ માગી. ભાથીજીએ વગર આનાકાનીએ મદદ કરવાનું કબુલ્યું. અને તેઓ પેશ્વા સરકારને મહીકાંઠાનો બંદોબસ્ત રાખવામાં મદદ કરવા લાગ્યા.

પેશ્વા સરકારને ભાથીજીની મદદ મળવાથી કેટલુંક કામ ઓછું થયું. અને ભાથીજીની કાર્ય દક્ષતાથી ખૂશ થઇ પેશ્વા સરકારે તેમને પાલખી અને ડંકો વંશપરંપરા આપ્યા.

મહીકાંઠામાં પેશ્વા સરકાર તરફથી આવું માન મેળવનાર વીર ભાથીજી એકલા હતા.

આ ચૌહાણ વીર ભાથીજીએ દિવસે દિવસે પોતાના બાહુબળથી આંબલીઆરાનો વિસ્તાર ખુબ વધારી દીધો અને આખા મહીકાંઠામાં આંબલીઆરાનું રાજ્ય અગ્ર ગણાવા લાગ્યું. અને આંબલીઆરાની પ્રજાએ પોતાના આ વીર રાજવીનું નામ કાયમ રાખવા માટે 'ભાથીજીનું આંબલીઆરા' એવું નામ રાખ્યું, અને અત્યારે હાલ પણ આ આંબલીઆરા ભાથીજીના આંબલીઆરાના નામથી ઓળખાય છે.

આ વીર પુરૂષે આંબલીઆરાની ગાદી ઉપર ઘણાં વરસ સુખચેનથી રાજ્ય કર્યું, અને પોતાની વીરતાની છાપ તેમણે આખા દેશ ઉપર પાડી ગુજરાતના ઇતિહાસમાં પોતાનું નામ અમર કર્યું.

આ ભાથીજી પછી આંબલીઆરાની ગાદી ઉપર નથુસિંહજી પછી અમરસિંહજી અને પછી જાલમસિંહજી થયા.

આ જાલમસિંહજી પછી આંબલીઆરાની ગાદી ઉપર તેમના પાટવી કુંવર કેસરીસિંહજી થયા.

પોતાના વડવાઓની માફક આ ચૌહાણ વીર કેસરીસિંહ પણ એક સિંહ જેવા બહાદુર અને રાજનિતિજ્ઞ છે. પોતાની પ્રજાને રંજાડનાર કેટલાક વાઘ અને દીપડાનો તેમણે શિકાર કરી પોતાની પ્રજા પ્રિયતાને તેમણે સાબીત કરી આપી છે. અને પ્રજાને માટે તેમણે દવાખાનું, નિશાળો, અદાલતો વિગેરે સ્થાપી પ્રજાને પૂર્ણ ન્યાય મળે તેની તેઓ હંમેશાં કાળજી રાખે છે.

રાજા તરીકે તેમને જરાપણ અભિમાન નથી. ગમે તે વખતે ગમે તેને મળી શકે છે અને પ્રજાને અધિકારીઓ રંજાડે નહિ તેની તેઓ કાળજી રાખે છે. અને તે વિદ્વાન હોઈ સાહિત્યના શોખીન છે. અને અદ્યાપિ તેઓ આંબલીઆરાના રાજ્ય સિંહાસનને શોભાવી રહ્યા છે.

વીર ભાથીજીએ બંધાવેલો દરબારગઢ વાંકોચુકી વહી જતી માઝમને કિનારે સેંકડો વર્ષ થયાં કોઈ અજિત યોદ્ધાઓની માફક ઉભો છે, અને આંબલીઆરાનું ગૌરવ વધારનાર વીર ભાથીજીની યાદ આપતો હજારો પ્રવાસીઓની દ્રષ્ટિને ખેંચતો અણનમ વીર ભાથીજીની માફક ઉન્નત શિરોગત ઇતિહાસની ઝાંખી કરાવે છે.

ગુજરાતમાં અત્યારે ઘેર ઘેર આ વીર ભાથીજીના રાસડા અને ગીતો રાવણહાથાવાળાઓ ગાય છે, અને ટુંક મુદતમાં થઇ ગયેલા ગુજરાતના આ ચૌહાણ રાજવીની યશ ગાથાઓ, બારોટો અને વહીવંચાઓ પોતાની લાક્ષણીક શૈલીમાં જ્યાં ત્યાં કહી સંભળાવે છે.



" ખબરદાર! એ ચિત્તો આજે જીવતો જાય નહિ." રાવે ત્રાડ મારી.

" બાપુ! આજે તો તેનો નક્કી કાળ ખૂટયો છે." એક રજપૂત સામંતે કહ્યું.

બધા સામંતો સાવધ બન્યા, અને પોતાના અશ્વોને તેમણે તેજ કર્યા.

ભયનો માર્યો ચિત્તો પોતાનો જીવ બચાવવા ડુંગરોમાં દોડી રહ્યો હતો.

રાવ શીવસીંહજીએ જાણ્યું કે શિકાર હાથથી છટકી જશે, અને બધી મહેનત વ્યર્થ જશે. આમ વિચારી તેણે પોતાના પાણી-દાર અશ્વને ચિત્તાની પાછળ વહેતો કર્યો. રાવની સાથેના માણસો તેનાથી થોડે દૂર પડયા. અને રાવ ચિત્તાની લગભગ થઇ ગયો અને જ્યાં ચિત્તાને ભાલો મારવા જાય છે ત્યાં તો અતિશય થાકથી થાકી ગયેલો ચિત્તો ઝનુની બન્યો અને ત્રાડ મારી તે રાવ શિવ-સિંહજીના ઘોડાની ગરદને વળગી પડયો, અને વિકરાળ ડાચું ફાડી તે રાવનો ભક્ષ કરવા તૈયાર થયો

એકાએક આમ બનવાથી રાવ ગભરાઇ ગયો. અને તે ભાન ભૂલ્યો, ત્યાં તો પાછળ રહેલા તેના સામંતોમાંથી એક સામંત મારતે ઘોડે રાવની પાસે આવી પહોંચ્યો.

" બાપુ ! સાવધાન. " કહી તેણે પોતાનો ભાલો એ વિકરાળ ચિત્તાના ડાચામાં ખોસી દીધો.

એક કારમી ચીસ પાડી ચિત્તો જમીન ઉપર પડ્યો, અને તેનો પ્રાણ તરતજ ચાલ્યો ગયો.

આમ પોતાની પ્રજાને રંજાડનાર આ ચિત્તાનો શિકાર કરી રાવ શિવસિંહજી અને તેના સામંતો ઇડર ચાલ્યા ગયા.

કુદરતી પત્થરની દીવાલો ચારે બાજુએ પથરાઈ રહી છે, અને પહાડ પત્થરોથી છવાયેલા રમ્ય પ્રદેશમાં ઇડરનો જગપ્રસિદ્ધ કિલ્લો આવેલો છે. એવા અજીત મણાતા આ ઇડરગઢ ઉપર ઇ. સ. ૧૦૩૯ ના અરસામાં રાઠોડ રાવ શિવસિંહજીનું રાજ્ય હતું. પોતાની પ્રજા સુખી કેમ રહે તેને માટે રાવ હમેંશ કાળજી રાખતો, અને પ્રજાની ફરીયાદ સાંભળી તેમનાં દુઃખો તે દૂર કરતો; એટલે આખા ઇડરવાડાની પ્રજા પોતાના આ પ્રજા પાલક રાજવીને માન આપતી અને તેનાં ગુણગાન કરતી.

આજે દશેરાનો દિવસ હતો, રજપુતોને દશેરા પર્વ એટલે બીજા બધા પર્વ કરતાં આજનો દિવસ તેમને વધારે પ્રિય લાગતો. કારણ કે પોતાનાં જીવનસાથી હથીયારોની પુજા આજ દિવસે થતી એટલે દશેરા પર્વ તેઓ વધુ ધામધૂમથી ઉજવતા. તડીંગ ધીંગ, તડીંગ ધીંગ નગારાં વાગી રહ્યાં હતાં. રાજગોર રાજમહેલમાં હથીયારોની પૂજા કરાવી રહ્યો હતો.

રાવ શિવસિંહજી અને તેના ભાયાતોએ પ્રથમ પોતાનાં હથીયારોની પૂજા કરી પછી એક પછી એક એમ તમામ રજપુતોએ પોતપોતાનાં હથિયારોની પૂજા કરી અને પછી સૌ દરબારમાં ચાલ્યા.

આસોપાલવના તોરણોથી દરબારગઢને શણગારવામાં આવ્યો હતો. ચોઘડીયાં વાગી રહ્યાં હતાં. પ્રથમ રાવ શિવસિંહજીએ ગાદી પૂજન કર્યું. પછી ભાટ ચારણોએ રાવનાં ગુણગાન ગાયાં. તેમને

સોના શીરપાવ આપવામાં આવ્યો, અને પછી પાન અત્તર લઇ સવારનો દરબાર બરખાસ્ત થયો. ઇડરમાં દશેરાનું પર્વ એટલે ખુબ ધામધૂમ. સાંજના દશેરાની સ્વારી ચઢતી, તેમજ તલવારબાજી ખેલાતી એટલે આખા ઈડરવાડાની પ્રજા આ સ્વારી અને તલવારબાજી જોવા ઇડરમાં એકઠી થતી.

સાંજના પાંચ વાગે સ્વારી ચઢી. રાવ શિવસિંહજી પોતાના માનીતા હાથી ઉપર બેઠો, અને સ્વારીમાં ચઢયો. સૌથી મોખરે ઘોડેસ્વાર લશ્કર, પછી પાયદળ અને રાવ શિવસિંહજી પોતાના અંગરક્ષકો સાથે હાથી ઉપર હતો. આ પ્રમાણે સ્વારી ઈડરના રાજમાર્ગે આગળ વધતી હતી. ઇડરના રાજમાર્ગો માણસોથી ચિક્કાર ભરાઇ ગયા હતા. રાજવીનાં દર્શન કરવા માટે એકઠી મળેલી માનવ મેદની ધક્કાધક્કી કરી રહી હતી. રાવ શિવસિંહજી પોતાની પ્રજાની સલામો ઝીલતો આગળ વધી રહ્યો હતો. છેવટે સ્વારી આખા શહેરમાં ફરી રાજમહેલ સામેના મેદાનમાં ઉતરી.

એક ખાસ મંડપ આ મેદાનમાં તૈયાર કરાવવામાં આવ્યો હતો. કારણ કે શુરવીરોની તલવારબાજી અહિંજ ખેલાવાની હતી. સેંકડો માણસોથી મેદાન ચિક્કાર ભરાઇ ગયુ, રાવે પોતાની જગ્યા લીધી, બીજા બધા સામંતો પણ પોતપોતાની જગ્યાએ ગોઠવાયા પછી તલવાર બાજી ખેલનારા સિંહ જેવા ચપળ રાજપૂત જુવાનો પોતાપોતાની કળા બતાવવા મેદાને પડયા. રાત દિવસના ટેવાયેલા રાજપુત જુવાનો તલવારો ચલાવવામાં પોતપોતાનું કૌશલ્ય દાખવવા લાગ્યા. છેવટે તલવારબાજી પૂરી થઈ. અને ઉત્તમ તલવાર ખેલનારાઓને રાવ શિવસિંહજી તરફથી ઈનામો આપવામાં આવ્યાં. સંધ્યાકાળ થયો અને રમત પણ પુરી થઇ. એટલે માનવ મેદની ધીમેધીમે વિખરાવા લાગી. રાવ શિવસિંહજી અને તેના સામંતો પણ જવાની તૈયારી કરવા લાગ્યા, ત્યાં તો વિખરાતી માનવ મેદની-

માંથી બૂમ પડી " ભાગો ભાગો ચિત્તો આવ્યો. " માણસો જેમ તેમ નાસવા લાગ્યાં. રાવ અને તેના સામંતો સાવધ થાય તે પહેલાં તો આ જંગલી જાનવર એક બાળકને ઉપાડી ત્વરીત ગતીએ પાસેના ડુંગરમાં નાસી ગયું. રાવે ત્રાડ મારી "મારો ઘોડો કોઇ લાવો, હાલને હાલ એ ચિત્તાની પાછળ જઇ તેને ઠાર કરૂં."

" બાપુ! અત્યારે રાત પડવા આવી છે, માટે સવારે આપણે એ ચિત્તાને અમે ત્યાંથી શોધી કાઢી ઠાર કરીશું." એક સામંતે રાવને ઉગ્ર બનેલા જોઇ ઠંડા પાડ્યા.

સામંતના શબ્દો સાંભળી રાવનો ગુસ્સો પણ શાન્ત પડયો. અને બીજે દિવસે તે પોતાના સામંતો સાથે ઇડરવાડાના જંગલોમાં એ માનવભક્ષી ચિત્તાનો શિકાર કરવા નીકળી પડયો અને ચિત્તાને આખરે ઠાર કર્યો.

( ૨ )

આંબલીઆરાના દરબારગઢમાં ડાયરો ભરાયો હતો, અફીણના બંધાણીઓ કસુંબો પીવા અધીરા થઈ રહ્યા હતા, ખરલોમાં ઘુંટાઇને કેસરી રંગનો કસુંબો તૈયાર થયો, અને એક પછી એક એમ હથેળીમાં કસુંબો લઇ બંધાણીઓ સામસામા સોગન દઈ એક બીજાને પાવા લાગ્યા. અને જ્યાં અફીણ પેટમાં ગયું ત્યાં તો ઝોકે ચઢેલા બંધાણીઓમાં અજબ જોમ આવ્યું. અને નવજુવાનો જેવા જુસ્સાવાળા તેઓ દેખાવા લાગ્યા. કસુંબો પીવાઇ રહ્યા પછી બારોટે ખોંખારો ખાઇ પોતાના ચૌહાણ રાજવી મોંઘાજીને બિરદાવ્યા.

( સોરઠા )

રૈયતની નહિ રાંડ, કો' કિ તારા રાજ્યમાં;
લાખેણા હે રાજ, જુગ જુગ જીવો મોંઘજી,

શત્રુ હાકે કંપતા, સગુણેલા રણુવીર;
એવો તું શુરવીર, સિંહ સમા હે રાજવી.
સાચો તું ક્ષત્રીય, સમરસિંહના વંશનો,
અમર રહો તુજ રાજ, ગરવા આંબલગઢ ધણી.

" વાહ કવિરાજ વાહ, આજે તો તમે ખૂબ કરી. " આમ બોલી તમામ દરબારીઓએ બારોટના કાવ્યની પ્રશંસા કરી.

" બાપુ ! બહાર આપણો ઇડરથી આવેલો બાતમીદાર ઉભો છે, અને તે આપને મળવા માગે છે. " પ્રતિહારે આવી મોંધજીને ખબર આપી.

" જા તેને અંદર મોકલ "

" જેવી આજ્ઞા " કહી પ્રતિહાર બ્હાર ચાલ્યો ગયો. થોડીવારમાં ઇડરથી આવેલો બાતમીદાર દરબારમાં હાજર થયો, અને તેણે પોતાના રાજવીને ઝુકી ઝુકીને સલામો ભરી.

" કેમ ? ઇડર તરફના શા સમાચાર છે ? "

મોંધજીએ બાતમીદારને પ્રશ્ન કર્યો.

" અન્નદાતા રાવ શિવસિંહજી થોડા વખતમાં આંબલીઆરા ઉપર ચઢી આવવા માગે છે. "

તો આપણે પણ તૈયારી કરી રાખવી જોઇએ "

" શા અન્નદાતા ? એ ઇડરીઆઓના બાર નથી કે તેઓ આંબલીઆરાને જીતી શકે " અફીણના નિશામાં મસ્ત બનેલા દરબારીઓ બોલી ઉઠયા.

છેવટે વખત આવે બધાને તૈયાર રહેવાની સુચના આપી મોંધાજીએ દરબાર બરખાસ્ત કર્યો.

પૃથ્વીરાજ ચૌહાણના વંશનો સમરસિંહ નામનો એક સમર્થ પુરૂષ એક વખતે શિકારની પાછળ દૂર નીકળી ગયો. તે આંબલી-

આરા નજીક આવેલા કડવાડા ગામ આગળ આવી પહોંચ્યો, અને ત્યાંજ તેણે ગાદી સ્થાપી. આ વીર નર ઇડરના રાવ સાથે લડતાં મરાયો. એટલે કડવાડાની ગાદી ઇડરના રાવને તાબે થઇ. થોડા વખત પછી સમરસિંહનો પુત્ર ઉંમર લાયક થયો, એટલે તેણે પોતાના બાપની ગાદી પાછી મેળવવા માટે કડવાડાની આજુબાજુની લડાયક કોમોના માણસોને એકઠા કરી પોતાના બાપની ગાદી પાછી મેળવવા તેણે પ્રયાસ કર્યો પણ તેમાં તે ફાવ્યો નહિ, તેની પછી સાતમી પેઢીએ જાયમલજી થયા. તેમણે ફરી લશ્કર એકઠું કરવા માંડયું, અને ઇડર સાથે યુધ્ધ આરંભ્યું, તેમાં તેઓ ફાવ્યા નહિ અને તેમની હાર થઈ.

જાયમલજી પછી તેમના પૌત્ર કરસનદાસજી થયા. તેમણે પોતાના વડવાઓની જુની ગાદી કડવાડા માટે પ્રયાસ નહિ કરતાં કોઈ નવીન સ્થળે બાહુબળથી ગાદી સ્થાપવાનો વિચાર કર્યો. આ અરસામાં આંબલીઆરામાં કાનકૂા સાધુઓની સત્તા હતી. તેઓ રૈયતને ખૂબ રંજાડતા અને અતિશય જુલમ ગુજારતા. આથી કરસનદાસજીએ આંબલીઆરા ઉપર પોતાની સત્તા સ્થાપવાનો વિચાર કર્યો. પોતાના થોડા વિશ્વાસુ માણસોને લઇને કરસનદાસજી આંબલીઆરા ઉપર ચઢયા. આમ કરસનદાસજીએ ઇ. સ. ૧૬૩૯ માં આંબલીઆરામાં પોતાની સત્તા સ્થાપી. અને તેની આજુબાજુનો મુલક પોતાને તાબે કર્યો. કરસનદાસજી પછી આંબલીઆરાની ગાદી ઉપર સબળાજી અને પછી મોંધાજી થયા. ઇડરની ગાદી ઉપર આ વખતે રાવ શિવસિંહજી રાજ્ય કરતો હતો. જુના વખતથી ચાલતા આવતા આ વેરને લીધે રાવની આંખ આંબલીઆરા ઉપર ઠરી. અને પોતાના વડવાઓએ ચૌહાણો પાસેથી જેમ કડવાડા જીતી લીધું હતું તેમ મોંધાજી પાસેથી આંબલીઆરા જીતી લેવાનો તેણે વિચાર કર્યો. મોંધાજીએ પણ જ્યારે આ વાત જાણી ત્યારે તેમણે પણ રાવનો સામનો કરવાની તૈયારી કરી.

( ૩ )

" બાપુ! ગઈ ગુજરી ભૂલી જાઓ અને આંબલીઆરા ઉપર ચઢવાનું બંધ રાખો." એક વૃદ્ધ સામંતે રાવ શિવસિંહજીના ખાનગી દરબારમાં શબ્દો ઉચ્ચાર્યા.

" પણ તેનું કંઈ કારણ!" રાવે બોલનાર સામંતને પ્રશ્ન કર્યો.

" કારણ તો એજ કે આપણે ચોહાણો સાથે મૂળથીજ વેર છે, એ વાત સાચી, પરંતુ એવા જુના વેરને તાજુ કરી ફરીથી લડવામાં શો ફાયદો ?"

" ફાયદો ઘણોજ થાય તેમ છે. કારણ કે આંબલીઆરા જેવી ગાદી થોડી મહેનતમાંજ મળે તેમ છે."

" બાપુ આપની એ માન્યતા ખોટી છે. કારણ કે મોંઘાજી એટલે એક વીર પુરૂષ. એની યુદ્ધકળાનાં ઠેકઠેકાણે વખાણ થાય છે. અને તેના માણસો બાડુતી નહિ પણ તેને માટે પ્રાણ વિસર્જન કરનારા છે, એટલે આપણે જો આંબલીઆરા ઉપર ચઢીશું તો મને ખાત્રી છે કે આપણે ફાવી શકીશું નહિ."

" એટલે તમે એમ કહેવા માગો છો કે મોંઘાજી વીર પુરૂષ છે અને હું બીકણ છું ?" રાવે જરા ઉશ્કેરાઇ જઈને આ શબ્દો ઉચ્ચાર્યા.

" બાપુ મારૂં એમ કહેવું નથી પણ નાહક ખોટી રીતે એક વીર પુરૂષ સાથે વેર બાંધવામાં આપણને ફાયદો શું ? તેના કરતાં જો આપણે તેવાની મિત્રાચારી કરીએ તો આપણને અણીને વખતે ખપ લાગે, માટેજ હું તો ચઢાઇ કરવાની ના કહું છું."

" ખબરદાર ! જો હવેથી એક પણ શબ્દ બોલ્યા છો તો ! મારૂં લુણ ખાઇ મારી સમક્ષ મારા દુશ્મનની પ્રશંસા કરો છો ?

જાઓ અત્યારે હાલને હાલ મારા રાજ્યની હદ છોડીને ચાલ્યા જાવો. " રાવ શિવસિંહજીએ પોતાને સલાહ આપનાર વૃદ્ધ રજપૂત સામંતને જાકારો દીધો.

" ઠીક છે બાપુ ! હું તો જાઉં છું પણ મારા શબ્દો જરૂર આગળ આવશે, તમારે બહુ સામંતો છે તેમ મારે પણ આપના જેવા બહુ રાજવી છે. "

વા ફરે વાદળ ફરે, ફરે ન રજપુત એક;
તેરે સામંત બહોત તો, મેરે ભૂપ અનેક.

આમ દુહો બોલી વૃધ્ધ સામંત રાવનો ખાનગી દરબાર છોડી ચાલ્યો ગયો. પછી બીજા ખુશામતીઆ સામંતોએ રાવના સુરમાં સુર પુરાવ્યો. અને રાવ શિવસિંહજીને આંબલીઆરા ઉપર ચઢવા માટે ઉશ્કેર્યો.

બીજે દિવસે પ્રાતઃકાળે રણશીંગડું ફુંકાયું. ગઢ સામેના મેદાનમાં સેંકડો હથિયારબંધ રાજપુત યોધ્ધાઓ એકઠા થઈ ગયા. રાવ શિવસિંહજી પોતાના માનીતા હાથી ઉપર બેઠો. અને પોતાના વિશાળ લશ્કરને લઈ તે આંબલીઆરા ઉપર ચઢયો. થોડા દિવસોમાં રાવ શિવસિંહજી પોતાના લશ્કર સાથે આંબલીઆરાની સરહદમાં દાખલ થયો.

( ૪ )

" બાપુ ! આપની આ રૈયતને બચાવો. "

" પણ છે શું ? તમે આમ ધ્રુજો છો કેમ ?

" બાપુ ! આખી જીંદગી ગદ્ધાવૈતરૂં કરી રળેલા બે પૈસા જ્યારે એ લોકો લૂંટી લે તો પછી અમારૂં જીવન શે' નભે.

" પણ તમને લૂંટયા કોણે એ તો કહો ! "

અન્નદાતા ઇડરનો રાવ શિવસિંહજી તેના વિશાળ લશ્કરને સાથે લઇ આંબલીઆરા તરફ ધસમસ્યો આવે છે, રસ્તામાં અમારાં પાકથી ભરેલાં ઉભાં ખેતરો તારાજ કરતું અને અમારી માલમિલ્કત લૂંટતું ઇડરનું લશ્કર અમારી ઉપર જુલમ ગુજારે છે, માટે અમને ત્રાસમાંથી બચાવો.

" ઠીક છે તમે જાઓ હું અત્યારેજ મારા કેટલાક માણસોને બંદોબસ્ત માટે રવાના કરી દઉં છું. માટે તમે જરીયે ફીકર કરશો નહિ."

" અમ્મા અન્નદાતાને? આંબલીઆરાનું રાજ્ય અમર રહો. આમ પોતાના રાજવીને આશીર્વાદ આપી ફરીયાદે આવેલી પ્રજા પોતાને રસ્તે પડી.

ધીબાંગ, ધીબાંગ, ધીબાંગ દરબારગઢનો ઢોલ પીટાવા લાગ્યો. તેનો અવાજ જેમ જેમ વધતો ગયો તેમ તેમ શસ્ત્રોથી સજ્જ થયેલા સેંકડો સૈનિકો દરબારગઢ આગળ એકઠા થવા લાગ્યા.

અસલના વખતમાં દરેક રજવાડાઓમાં મોટાં નગારાં તથા ઢોલ દરબારમાં રાખવામાં આવતાં અને જ્યારે કોઇ શત્રુના સામી લડાઈ જાગી હોય અથવા ખાસ કંઇ અગત્યનું કામ આવી પડે ત્યારેજ આવો ઢોલ પીટવામાં આવતો અને આ ઢોલનો અવાજ સાંભળતાંજ લોકો પોતાનાં હથિયારો સાથે ગમે તે કામ કરતા હોય તે મૂકીને દોડી આવતા.

" કેમ બાપુ? આમ એકાએક બધાને એકઠા કર્યા? એક સામંતે મોંત્રાજીને પૂછ્યું.

" ભાઇઓ! તે દીવસે દરબારમાં ઇડરીઆઓની સાથે ભવિષ્યમાં આપણે લડાઇ જામશે, એ વાત થતી હતી, તે વાત આજે ખરી પડી છે. ઇડરનો રાવ પોતાના વિશાળ લશ્કર સાથે આંબલીઆરા જીતવા માટે આપણી રૈયતને રંજાડતો ધસમસ્યો આ તરફ ચાલ્યો આવે છે."

" એમ ? ત્યારે તો આપણે એ ઇડરીઆઓની હમણાંજ ખબર લઈ નાખવી જોઇએ. " એક રાજપુત જુવાન બોલી ઉઠયો. જોતજોતામાં તો ચૌહાણુ વીર મોંઘાજી પોતાના થોડા, પણુ મરણુને મુઠીમાં લઈ ફરનારા ચુનંદા સૈનિકોની ટુકડી સાથે ઇડરના રાવ શિવસિંહજી સાથે ચાલી નીકળ્યો. પોતાના વિશાળ લશ્કર ઉપર મદાર બાંધી આંબલીઆરાને પળમાં સર કરવાનાં સ્વપ્ન સેવતો રાવ શિવસિંહજી આંબલીઆરાની નજીક વહેતી માઝમ નદીને કિનારે આવી પહોંચ્યો, અને ત્યાં તેણે મુકામ કર્યો.

ઇડરીયાઓ હજી મુકામની ધમાલમાંજ હતા. તંબુઓની ખીલીઓ ઠોકાતી હતી. અને થાકથી લોથ થયેલા સૈનિકો આરામ કરી રહ્યા હતા, ત્યાં તો મોંઘાજી તેમની ઉપર તૂટી પડયો. એકાએક થએલા આ હુમલાથી રાવ શિવસિંહજી અને તેના માણુસો ગભરાઈ ગયા. પણુ હિંમત નહિ હારતાં તેઓએ પોતાના બચાવ માટે તલવારો તાણી. થોડીવાર આ ધીંગાણું ચાલ્યું. મોંઘાજી રાવનાં કેટલાંક માણુસોને મારી પાછો આંબલીઆરા ચાલ્યો ગયો. રોજરોજ મોંઘાજીએ આમ રાવની ઉપર હુમલા કરી તેના માણુસોને મારી નાખવા માંડયા. રાવ પણુ મોંઘાજી તરફથી થતા આવા અનિશ્ચિત હુમલાઓથી કંટાળી ગયો. અને તેણે નિશ્ચય કર્યો કે આ વખતે મોંઘાજીને ગમે તે રીતે પરાજય આપવો. આમ પોતાના મન સાથે નિશ્ચય કરી રાવ રાત દિવસ સાવધ રહેવા લાગ્યો, અને મોંઘાજીના બધા હુમલાઓને તે નિષ્ફળ કરવા લાગ્યો.

" બાપુ આજે તો ગમે તેમ થાય પણુ ઇડરના લશ્કર સાથે આજે તો સામી છાતીએ લડી જીવ આપવો અગર લેવો છે " બધા સામંતોએ મોંઘાજીને પોતાનો વિચાર જણુાવ્યો.

" મારો પણુ એજ વિચાર છે. કારણુકે આપણા આવા હુમલાઓથી રાવ આપણુને મચક આપશે નહિ. માટે હવે તો એકજ

નિશ્ચય, મરવું કે મારવું." આમ નિશ્ચય કરી મોંઘાજી અને તેના સામંતો રાવની એ વિશાળ સેના ઉપર ત્રાટક્યા. સૈનિકોના મારો! કાપો! ના નાદથી રણાંગણ ગાજી રહ્યું, અને ટપોટપ પડતા યોધ્ધાઓના રક્તથી માઝમ નદીનું પાણી રક્ત વર્ણું બન્યું. ઝનૂને ચઢેલો ચૌહાણ વીર મોંઘોજી અને તેના મરણીઆ સૈનિકોએ રાવના લશ્કરમાં રાડ પડાવી દીધી. રાવના ઘણા સૈનિકો આ લડાઈમાં ખપી ગયા. અને બાકીનું લશ્કર નાહિંમત બન્યું. અને પાછું ફરવા લાગ્યું.

રાવે આ જોયું, એટલે તેણે પોતાના લશ્કરને પાણી ચડાવ્યું. પણ સૈનિકો પાછાને પાછાજ હઠવા લાગ્યા. રાવના લશ્કરને આમ નાહિંમત બની પાછું હઠતું જોઇ એક કારમી કીકીયારી પાડી મોંઘાજીના સૈનિકો તેની ઉપર જોસબંધ ધસ્યા. મોંઘાજીના હુમલાથી રાવનું લશ્કર જ્યાં લાગ મળ્યો ત્યાં નાસી ગયું. રાવ પણ ભાગ્યો.

મોંઘાજીએ રાવની છાવણી લુંટી લીધી. તેમાં તેને ઘણો સામાન હાથ લાગ્યો. રાવનો હાથી પણ લુંટમાં મળ્યો. આમ ઇડરના રાવ શિવસિંહજીને હાર આપી વીર મોંઘાજીએ આંબલી-આરાનું ગૌરવ વધાર્યું બીજે દિવસે આખા આંબલીઆરામાં ઇડરના રાવની સાથે જીત મળવાથી વિજયોત્સવ યોજાયો, પ્રજાએ પોતાના રાજવીના માનમાં આ ઉત્સવ ખૂબ ધામધૂમથી ઉજવ્યો. મોંઘાજીએ આ લડાઈમાં શૌર્ય બતાવનાર સામંતોની યોગ્ય કદર કરી તેમને શીરપાવ આપી સંતોષ્યા

ઇડરના રાવ શિવસિંહજીએ મોંઘોજી જીવ્યા ત્યાં સુધી ફરી આંબલીઆરા ઉપર નજર સુધ્ધાં પણ નાખી નહિ. મોંઘાજીના વખતમાં આંબલીઆરાની આસપાસ ખૂબ ગીચ ઝાડી જામેલી હતી. દિવસે સૂર્યનો તાપ પણ અંદર આવી શકતો નહિ. વખત જતાં આ ઝાડી ઓછી થવા લાગી. અને અત્યારે હાલ તો આ ઝાડી માત્ર નામનીજ રહી છે.

કરસનદાસજીએ આંબલીઆરામાં ગાદી સ્થાપી તે પહેલાં અહિં મુસલમાની થાણું હશે એમ લાગે છે. કારણ કે માઝમ નદીને કિનારે સૈકાઓ જુની એક તુટેલી પત્થરની મસ્જીદ જોવામાં આવે છે, એટલે એવું અનુમાન થાય છે. અત્યારે હાલ આંબલીઆરાની ગાદી ઉપર પ્રજાપ્રિય રાજવી કેશરસિંહજી રાજ્ય કરે છે, અને પોતાના વડવાઓની આવી શૌર્ય ગાથાઓથી ભરેલી કીર્તિ કથાઓને પોતાના ઇતિહાસમાં સાચવી રહ્યા છે.

——oo——



(૧)

" રામ રામ બાપુ ! "

" પધારો, પધારો, બારોટજી ? આજ કંઇ ઘણે દિવસે મોં દેખાડયું ? "

" શું કરૂં બાપુ ? હમણાંથી તો બ્હાર નીકળતો નથી. મારી આ વૃદ્ધાવસ્થા થવાથી હવે મારાથી મુસાફરીનો થાક સહન થતો નથી. આજ વાડાશીનોર તરફ જાઉં છું, એટલે મને થયું કે લાવ જરા બાપુને મળતો જાઉં. "

" ઠીક કર્યું. બરોબર ડાયરાના વખતે આવી પહોંચ્યા છો. હવે તો કસુંબો લઇ પછીજ જજો. "

" જેવી બાપુની આજ્ઞા. "

વીરપુરના બારૈયા ઠાકોર વીરસિંહની ડેલીએ ડાયરો જામ્યો હતો. ખરલમાં અફીણ ઘુંટાઇ રહ્યું હતું. અફીણના બંધાણી બારૈયાઓ કસુંબો તૈયાર થવાની રાહ જોઈ રહ્યા હતા.

કસુંબો તૈયાર થયો. વીરસિંહે પ્રથમ પોતાના બારોટ મહેમાનને કસુંબો આપ્યો. પછી બધા સામંતોએ એક પછી એક એમ કસુંબાને ન્યાય આપ્યો.

અમલ પેટમાં જતાંજ આખા ડાયરાના સામંતોમાં એકાએક ફેરફાર થઈ ગયો, અને બધા સામંતો પોતપોતાની મૂછોને વળ દઈ ખોંખારવા લાગ્યા. અને પછી આખા ડાયરામાં અલક મલકની વાતો થવા લાગી.

આમ મોડે સુધી અફીણના નશામાં ચકચુર થઈ ગપ્પાં મારતો આખો ડાયરો વિખરાયો.

અણહિલવાડ પાટણના રાજા મૂળરાજ સોલંકીનો વંશજ ધવળદેવ સોલંકી ઇ. સ. ૧૧૦૪માં ધોળકે ગયો. અને ત્યાં તેણે પોતાની ગાદી સ્થાપી, પરંતુ ત્યાં તેને નહિ ફાવવાથી તે ઇ. સ. ૧૧૩૪માં ચુંવાળમાં આવેલા કાલરીગઢ ગામે ગયો. અને ત્યાં તેણે પોતાની ગાદી સ્થાપી. ત્યાં તેણે ઘણા વર્ષ સુધી રાજ્ય કર્યું. ધવળદેવ પછી તેનો પ્રપૌત્ર વીરભદ્ર કાલરીગઢની ગાદીએ આવ્યો. થોડા દિવસ તેણે કાલરીગઢમાં સુખશાન્તિ પૂર્વક પોતાનો રાજ્ય કારભાર ચલાવ્યો, પણ પછી તેને આ ચુંવાળમાંથી ગાદી ઉઠાવી લઈ બીજે કોઈ નવીન જગ્યે ગાદી સ્થાપવાનો વિચાર થયો. અને પોતાના બાહુબળથી તેણે રાજ્ય સંપાદન કરવાનું નક્કી કર્યું. એટલે તે કાલરીગઢથી ગાદી છોડી નવી ગાદી સ્થાપન કરવા ચુંવાળમાંથી પોતાના વફાદાર સામંતો સાથે નસીબ ઉપર ભરોંસો રાખી નીકળી પડયો.

મહી નદીના કિનારા ઉપર રાવટીઓ નંખાઇ ગઇ. અને મુસાફરીના થાકથી થાકીને લોથ થઇ ગએલા સૈનિકો રસોઈ બનાવવાની ધમાલમાં પડયા.

બીજે દિવસે પ્રાતઃકાળે પાછો આ નાનો શો કાફલો પોતાને પંથે પડયો.

વીરભદ્રને ચુંવાળના સુક્કા મુલક કરતાં આ મુલક વધુ રળીયામણો લાગ્યો. અને તેથી તેણે આવા સુરમ્ય પ્રદેશમાંજ પોતાની ગાદી સ્થાપવાનો વિચાર નક્કી કર્યો.

છેવટે વીરભદ્ર અને તેના વફાદાર સામંતો વીરપુર નજીક આવી પહોંચ્યા. અને વીરપુરથી એક ગાઉ છેટે પોતાનો મુકામ કર્યો.

વીરપુરમાં આ વખતે વીરસિંહ બારૈયાની સત્તા હતી. વાડાશીનોરના તાબે હાલ તો આ વીરપુર છે. પણ તે વખતે આ વીરપુર સ્વતંત્ર રાજ્ય હતું.

વીરસિંહના દરબારગઢમાં ડાયરો બરાબર જામ્યો હતો. કસુંબાની છોળો ઉડી રહી હતી. અને અફીણના નિશામાં મસ્ત બનેલા બારૈયાઓ મદગળતા ગજરાજની માફક ડોલતા હતા.

અન્નદાતા ? બહાર કોટવાળ આવ્યો છે, અને તે આપને કંઇ અગત્યના સમાચાર જણાવવા માંગે છે. " પ્રતિહારે આવી ડાયરામાં બેઠેલા વીરસિંહને ખબર આપી.

" ઠીક જા ! કોટવાળને જલદી અંદર મોકલ. "

" જી હજુર. " કહી ચોપદાર બહાર ચાલ્યો ગયો.

થોડી વાર પછી કોટવાળ દરબારગઢમાં હાજર થયો. અને તેણે પોતાના રાજવીને ઝુકી ઝુકીને સલામ કરી.

" કેમ કોટવાલ ? શું ખબર છે ? "

" અન્નદાતા ? આપણા સીમાડાની હદમાં કોઇ અજાણ્યો મુસાફર આવ્યો છે. અને તેની પાસે હથીયારબંધ માણસોની ટુકડી પણ છે. "

" તે અજાણ્યો મુસાફર કોણ છે ? અને ક્યાંથી આવે છે ? તેની કંઇ તમે તપાસ કરી ? "

" ના અન્નદાતા ? હું તો આપને ખબર આપવા દોડી આવ્યો છું. આપનો હુકમ મળે એટલે તુરત હું તે અજાણ્યા મુસાફર અને તેના માણસોને આપની રૂબરૂ હાજર કરૂં. " આમ બોલતાં આ વૃદ્ધ કોટવાળની આંખમાં વફાદારીનું નૂર ચમકવા લાગ્યું.

" ઠીક ત્યારે કોટવાલ તમે જાઓ અને એ અજાણ્યા મુસાફરને હેરાન નહિ કરતાં તે કોણ છે અને ક્યાંથી આવે છે, તેમજ આ તરફ આવવાનું શું કારણ છે. વિગેરે બાબતની પુરતી તપાસ કરી આવો. "

" જેવી અન્નદાતાની આજ્ઞા. " આમ કહી કોટવાલ સલામ કરી ચાલતો થયો.

( ૨ )

વીરભદ્ર પોતાના તંબુમાં બેસી વિચાર કરી રહ્યા છે. તેના સામંતો ખાઈ પરવારીને નીરાંતે આડે પડખે થયા હતા, અને કેટલાક ગપ્પાં મારતા બેસી રહ્યા હતા. ત્યાં તો હથિયારોથી સુસજ્જ થએલા એક વૃદ્ધ સૈનિકને તેમણે પોતાના તરફ આવતો જોયો.

થોડી ક્ષણમાં તો આ વૃધ્ધ સૈનિક વીરભદ્રની રાવટીઓ પાસે આવી પહોંચ્યો અને તેણે સત્તાવાહી અવાજે ગપ્પાં મારતા સૈનિકોને પડકાર્યા. " તમે કોણ છો ? અને ક્યાંથી આવો છો ? "

" અમે અમે તે છીએ. અને અમે ત્યાંથી આવીએ છીએ. તારે તેનું શું કામ છે ? વીરભદ્રના એક જુવાન સૈનિકે સામે પૂછ્યું.

" એમ કે ? મારે શું કામ છે ? હું કોણ છું તે તમે જાણો છો ? "

" તું ગમે તે હો ! અમારે તારી કંઇ પરવા નથી. " બીજા સૈનિકે કહ્યું.

" અલ્યા તમારો કોઇ સરદાર છે કે તમે આમ હરાયા ઢોરની માફક એકલાજ છો ? "

" અલ્યા બુઢ્ઢા વિચારીને બોલજે નહિ તો હમણાં જાણે મુએો પડયો છે." ત્રીજા સૈનિકે ઉશ્કેરાઇ જઇને કહ્યું.

" કેમ અલ્યા શું છે? કોની સાથે બોલો છો? એક સત્તાવાહી અવાજ આવ્યો અને સૈનિકો ચોંકયા. તેમણે જોયું તો પોતાના રાજવી વીરભદ્રને તેના તંબુના દ્વારમાં ઉભેલો જોયો."

" બાપુ! એ તો કોઇક અજાણ્યો સૈનિક આવ્યો છે. અને અમને હેરાન કરે છે." એક સૈનિકે પોતાનો બચાવ કર્યો.

આ સાંભળી વીરભદ્ર પોતાના તંબુની બહાર નીકળ્યો. અને જ્યાં સૈનિકો બહાર ઉભા હતા ત્યાં આવ્યો.

પોતાના રાજવીને આવેલા જોઇ બધા સૈનિકો તેને ઝુકીઝુકીને સલામો ભરવા લાગ્યા. એટલે કોટવાલે જાણ્યું કે આજ સરદાર હોવો જોઇએ.

" કેમ ભાઈ? તમે કોણ છો? અને અહિં કેમ આવ્યા છો?" વીરભદ્રે કોટવાલને પૂછ્યું.

" હું અહિંથી એક ગાઉ ઉપર આવેલા વીરપુર રાજ્યનો કોટવાલ છું. અને અમારી સરહદમાં વગર રજાએ તમે મુકામ કરી પડયા છો તેની તપાસ કરવા આવ્યો છું."

" તમારે શી તપાસ કરવી છે?" વીરભદ્રે કોટવાલને પૂછ્યું.

" તમે કોણ છો? અને કયાંથી આવો છો? તેમજ વગર રજાએ મુકામ કેમ કર્યો? એ પૂછવા માટે હું આવ્યો છું."

" અને એ હું ન કહું તો?" વીરભદ્રે વૃદ્ધ કોટવાલની પરીક્ષા કરવા માંડી.

" તો શું વળી? અમારા રાજા પાસે તમને તથા તમારા સૈનિકોને લઈ જાઉં."

" અને અમે ન આવીએ તો?"

" તો બળજબરીથી લઈ જાઉં."

આ વૃધ્ધ કોટવાલનાં આવાં વીરોચિત વચનો સાંભળી વીરભદ્ર બહુજ ખુશી થયો અને તેણે આ વૃધ્ધ કોટવાલને પોતાની બધી હકીકત કહી સંભળાવી. કોટવાલ વીરપુર ચાલ્યો ગયો.

" કેમ કોટવાલજી ? શું ખબર લાવ્યા ? " કોટવાલને પાછો આવેલો જોઈ વીરસિંહે પૂછયું.

" અન્નદાતા ? એ તો કહે છે કે હું ચુંવાળમાં આવેલા કાલરીગઢનો રાજા છું અને બાહુબળથી નવી ગાદી મેળવવા આ તરફ આવ્યો છું. " કોટવાલે બધી હકીકત કહી.

આ સાંભળી વીરસિંહ વિચારમાં પડયો. અત્યાર સુધી તેણે આવો કોઇપણ માણસ જોયો હતો નહિ. એટલે તેને પોતાના રાજ્યની ચિન્તા પેઠી.

" અલ્યા બહાર કોણ છે ? "

" જી હજુર " કહેતો પ્રતિહાર દિવાનખાનામાં હાજર થયો.

" જા. અને હાલને હાલ બધા બારૈયા સામંતો અને બાયાતોને તાબડતોબ અહિં બોલાવી લાવ. "

" જેવી આજ્ઞા. " કહી પ્રતિહાર ચાલ્યો.

થોડી ક્ષણમાં તો બધા સામંતો અને બાયાતોથી આખું દિવાનખાનું ચિકાર ભરાઈ ગયું. બાયાતો અને સામંતો અંદર અંદર પૂછપરછ કરવા લાગ્યા. અને આમ એકાએક કેમ બધાને એકઠા કરવામાં આવ્યા હશે એનો સૌ વિચાર કરવા લાગ્યા.

ત્યાં તો વીરસિંહે બધાને ઉદ્દેશીને કહ્યું " આજે તમોને આમ એકાએક બોલાવવાનું કારણ એટલુંજ છે કે આપણી સરહદમાં ચુંવાળ તરફનો કોઇ રાજપૂત પોતાના સૈનિકો સાથે પડાવ નાખી પડયો છે તે પોતાના બાહુબળથી આ તરફ રાજ્યગાદી મેળવવા

માટે આવેલો છે. આપણી સરહદમાં અત્યારે તે પડેલો છે. એટલે કદાચ તે આપણા ઉપર ચઢાઈ કરે એમ મને લાગે છે. એટલે તેને આપણે આપણી સરહદમાંથી દૂર કરવો જોઇએ, આ બાબત શું કરવું તેને માટે તમારી સલાહ પૂછવા બોલાવ્યા છે. "

" બાપુ ! આપની વાત સાચી છે. આપણી સરહદમાં રહીને તે ક્યારે આપણા રાજ્ય ઉપર હલ્લો કરે તે નક્કી નહિ. માટે આપણી સરહદમાંથી તેને દૂર કરવો જોઇએ. " એકી સાથે બધા બોલી ઉઠ્યા.

" મારો પણ એજ વિચાર હતો. પ્રાતઃકાળે આપણા લશ્કર સાથે ત્યાં જઈ તેને સમજાવીને દૂર કરવો. અને પછી જો તે ન માને તો લડાઇ કરવી. " વીરસિંહે પોતાનો અભિપ્રાય વ્યક્ત કર્યો.

છેવટે બધા સામંતો અને ભાયાતો બીજે દીવસે પરદેશી મુસાફરને પોતાની સરહદમાંથી દૂર કરવા માટે વિચાર કરતા કરતા વિખેરાયા.

બીજે દિવસે પ્રાતઃકાળે વીરપુરનો બારૈયો ઠાકોર પોતાના બારૈયા સૈનિકો અને પોતાના ભાયાતો સાથે કાલરીગઢના સોલંકી રાજા વીરભદ્રને પોતાની સરહદમાંથી હાંકી કાઢવા માટે ચાલી નીકળ્યો.

( ૩ )

" બાપુ ! બાપુ ! વીરપુરનું લશ્કર આવતું દેખાય છે ? " એક સૈનિકે હાંફતાં હાંફતાં આવી વીરભદ્રને ખબર આપી.

" તેમાં કાયરની માફક આટલો ગભરાય છે શાનો ? તને જો તારો જીવ વહાલો હોય તો તું તારે દેશ ભેગો થઈ જા. "

વીરભદ્રનાં આવાં મર્મવેધક વચનો સાંભળી રાજપૂત સૈનિકની આંખ રક્તવર્ણી બની. અને તેણે વીરભદ્રને કહ્યું " અન્નદાતા ! વચનબાણ શું કરવા મારો છો ? હું પણ એક રાજપૂત બચ્ચો છું.

હું ડરપોક કે બાયલો નથી કે મારા અન્નદાતાને આણીને વખતે મૂકી હું ચાલતો થાઉં ? હું પણ રજપુતાણીને ધાવેલો છું. રણાંગણે આપને મારી ખાત્રી થશે. "

રાજપૂત સૈનિકનાં આવાં વચનો સાંભળી વીરભદ્રને ખાત્રી થઇ કે મારા સૈનિકો બધા મરણીયા છે, તેમાં સંદેહ નથી. આમ પોતાના સૈનિકની પરીક્ષા કરી વીરભદ્ર મનમાં મલકાતો હતો.

ત્યાં તો દૂર દૂર ધૂળના ગોટેગોટ ઉડતા દેખાયા અને ઘોડાઓના ડાબલાના અવાજો નજીક અને નજીક આવતા સંભળાવા લાગ્યા. વીરભદ્રે જાણ્યું કે વીરપુરની વા'ર આવે છે. એટલે તેણે પણ પોતાના તમામ રાજપુત સૈનિકોને તૈયાર થવાની આજ્ઞા આપી.

થોડીક્ષણમાં તો બારૈયો ઠાકોર વીરસિંહ પોતાના લશ્કર સાથે વીરભદ્રના રહેઠાણ આગળ આવી પહોંચ્યો. ત્યાં આવી તેણે જોયું તો મોતને મુઠ્ઠીમાં લઇને ફરનારા રક્તવર્ણી આંખોવાળા રાજપુતોના સૈન્યને તૈયાર થઇ ઉભેલું જોયું.

બારૈયા ઠાકોર વીરસિંહે વીરભદ્રને પોતાની સરહદમાંથી ચાલ્યા જવા માટે કહ્યું. પરંતુ રાજપૂત બચ્ચો વીરભદ્ર અડગ રહ્યો. અને તેણે આ રહેઠાણ છોડી બીજે જવા માટે ચોકખી ના કહી.

આ સાંભળતાંજ બારૈયા ઠાકોર વીરસિંહે પોતાના લશ્કરને આ પરદેશીઓ ઉપર તૂટી પડવાની આજ્ઞા આપી.

રાજપુત સૈનિકો પણ તૈયાર હતા. એટલે આ બારૈયા સૈનિકો અને અને રાજપુત સૈનિકો વચ્ચે જંગલમાં જંગ જામ્યો. તલવારો ઉછળવા લાગી. અને મારો કાપોના નાદથી આખું જંગલ ગાજી રહ્યું.

વીરભદ્રના રાજપુત સૈનિકો કરતાં બારૈયા ઠાકોર વીરસિંહની પાસે વધારે સૈનિકો હતા. પણ મોતને નહિ ગણનારા આ મરણીઆ રાજપુત સૈનિકોના મારા આગળ બારૈયા ઠાકોરનું લશ્કર ટકી શક્યું

નહિ. અને તેના સૈનિકો ટપોટપ પડવા લાગ્યા. રાજપુત સૈનિકોએ પોતાની જીત થતી જોઇ બમણા વેગથી ધસારો કર્યો. એટલે બારૈયા સૈનિકો પાછા હઠયા. અને થોડા વધ્યા તે પોતાનો જીવ બચાવવા આડે અવળે ગમે ત્યાં નાશી ગયા. આખરે સોલંકી વીરભદ્રનો વિજય થયો.

આ લડાઇમાં વીરપુરનો બારૈયો ઠાકોર મરાયો. અને રાજપુત સૈનિકો પણ ઘણા ખરા કામ આવી ગયા. વીરભદ્રસિંહને પણ થોડા ઘણા ઘા વાગ્યા હતા. છતાં પણ વિજયની ધૂનમાં તેને ઘાનો હિસાબ નહોતો.

આમ ઈ. સ. ૧૨૨૫માં વીરપુરના બારૈયા ઠાકોર વીરસિંહને મારી પોતાની ઇચ્છાનુસાર બાહુબળથી વીરપુરનું રાજ્ય સંપાદન કરી સોલંકી વીરભદ્રે વીરપુરમાં ગાદી સ્થાપી. અને તે ત્યાં રાજ્ય કરવા લાગ્યા.

વીરપુરમાં આમ સુખ શાન્તિ પૂર્વક ઘણો વખત રાજ્ય ભોગવી વીરભદ્ર મરણ પામ્યો. તેના પછી કીકોજી થયા, તેમના પછી માનસિંહજી પછી મહાવસિંહ, પછી ગમસિંહ, પછી પૃથ્વીપાળસિંહ, પછી વિક્રમસિંહ, અને વિઠ્ઠલસિંહ, એ પ્રમાણે વીરપુરની ગાદીએ રાજાઓ થયા. વીરપુરની ગાદીના છેલ્લા સોલંકી રાજા વિઠ્ઠલસિંહને વીરપુરમાં નહિ ફાવવાથી તેમણે ગાદી ત્યાંથી ઉઠાવી લુણાવાડા નજીકમાં મહી નદીના કિનારા પાસે આવેલા ડીલ્લા ગામમાં ગાદી સ્થાપી. અને તેમના વંશજ ભીમસિંહજીએ ઇ. સ. ૧૪૩૪ માં ડીલ્લામાંથી ગાદી ઉઠાવીને લુણાવાડામાં સ્થાપી ત્યારથી તે અત્યાર સુધી લુણાવાડાની ગાદી પર ભીમસિંહના વંશજ રાજ્ય કરે છે. અને અત્યારે હાલ પણ લુણાવાડાની ગાદી ઉપર બાહોશ રાજવી વીરભદ્રસિંહજી રાજ્ય કરે છે. અને વીરપુર કે જ્યાં વીરભદ્ર સોલંકીએ પોતાના રાજપુત સૈનિકોનાં લોહી રેડી મહા મહેનતે પોતાના બાહુબળથી ગાદી મેળવી હતી તે હાલ વાડાશિનોરના નવાબને તાબે છે.

———:૦:———

( ૧ )

" બાપુ ! તમારા મોં ઉપર ઉદાસીનતા કેમ જણાય છે ? "

" કંઈ નહિ, બાઈ એતો મંદવાડ છે એટલે તને એમ લાગતું હશે. "

" ના, ના, બાપુ ! મારા સમ જો તમે સાચે સાચું ન કહો તો ? "

પોતાના પાટવી કુમારનો આટલો બધો આગ્રહ જોઇ વૃધ્ધ કાનાજીએ તેને કહ્યું કે ભાઈ નાથુસિંહ તું સૌથી મોટો છે. હું હવે પાકું પાન કહેવાઉં. મારા મંદવાડમાંથી હું કદાચ ન ઉઠું, માટે મારે તમો ત્રણે ભાઇઓ વચ્ચે વહેંચણી કરવી છે, કે જેથી મારા મૃત્યુ પછી ગાદી માટે કુટુંબ કલેશ થાય નહિ

પોતાના પિતાનાં વાક્યો સાંભળી નાથુસિંહે તેમની અંતકાળની ઇચ્છા પુરી કરવા વિચાર કર્યો.

બીજે દીવસે દરબારગઢમાં કારભારી અને ભાયાતો એકઠા થયા. અને કાનાજીની રૂબરૂ તેમના ત્રણે કુંવરો વચ્ચે ચુંવાળની ગાદીની વહેંચણી કરી. તેમાં પાટવી કુમાર નાથુસિંહને રામપુરા, કાનપુરા, અને કાંજ ગામ આપ્યાં. વચેટ કુમાર દાદુસિંહને દસલાણું અને નારણપૂર આપ્યાં, અને છેલ્લા નાના કુમાર ભૂપતસિંહને કોઇતીયું; અને ધટેસણું આપ્યાં. આમ રાજ્ય ભાગની વહેંચણી કરી સર્વ ભાયાતો પોતપોતાને ઠેકાણે ગયા.

" બાપુ! હવે તો તમને શાન્તિ થઇ ને ? "

" હા બાઈ. "

" હવે કંઈ ઇચ્છા બાકી રહી છે ? "

" ના, ઇચ્છા તો કંઇ રહી નથી. પણ તારા નાના ભાઇ ભૂપતસિંહનું રક્ષણ કરજે કારણ કે તે હજી બાળક છે માટે તેની સંભાળ રાખજે. "

આમ પોતાના પાટવી કુમારને કહી વૃદ્ધ કાનાજીનો આત્મા એક શાન્તિનો શ્વાસ લઇ પ્રભુના દરબારમાં ચાલ્યો ગયો.

કાનાજીના મરણ પછી તેનો પાટવી કુંવર નાથુસિંહ ચુંવાળાની ગાદી ઉપર આવ્યો અને બંકોડામાં પોતાની રાજ્યગાદી સ્થાપી.

" દાદુ ? ભૂપતસિંહને જો આપણે કાઢી મુકીએ તો તેના ભાગનાં ગામ આપણને મળે. "

" પણ આપણે તેને શી રીતે કાઢીશું ? રૈયત કદાચ વાંધા ઉઠાવશે તો ? "

" તો શું વળી ! રૈયતને દબાવી દઈશું. "

આમ પોતાના નાના ભાઇના રાજ્ય ભાગ પડાવી લેવા બંને ભાઇઓ તૈયાર થયા.

" ભૂપતસિંહ ! એક વાત કહું ! "

" કહે ને "

" તું માનીશ ? "

" હાસ્તો ! તારા જેવો મિત્ર વાત કરે અને હું ન માનું તે કેમ બને ? "

" તો ત્યારે સાંભળ, તારા બંને ભાઇઓએ અહિંથી તને કાઢી તારો ગીરાસ પડાવી લેવાની બાજી રચી છે. માટે વેળાસર ચેતજે. "

" તને આ વાત કોણે કહી ? "

" તેનું તારે શું કામ છે, તું તારે વેળાસર અહિંથી નાશી છૂટજે. નહિ તો કાવત્રાનો ભોગ થઈ પડીશ. "

" પણ બાપુ આગળ તો મોટાભાઈ મારે માટે બહુજ સારૂ બોલતા હતા, અને આમ એકાએક પલટાઈ જવાનું કારણુ ? "

" એટલું પણ સમજતો નથી, કે રાજ્યલોભ આગળ ભલભલા રાજવીઓ પણ પોતાના કુટુંબનો નાશ કરે છે ? "

" તારી વાત હવે હું બરાબર સમજ્યો , પણ જો મારા અન્યાયનો બદલો હું એ બંને જણ પાસેથી ન લઉ તો રજપુતનો પુત્ર નહિ. "

આમ વાતચીત કરી આ બંને મિત્રો છુટા પડયા.

બીજે દીવસે ભુપતસિંહ પોતાના મિત્રના ચેતાવ્યાનુસાર બંદોડામાંથી છાનોમાનો ચાલ્યો ગયો. અને પોતાના સગા છનિયારના ઠાકોરને ત્યાં રહ્યો.

એક દિવસે આ છનિયારના ઠાકોર અને ભુપતસિંહનાં બકરાંઓ લડ્યાં. તેમાં ભુપતસિંહના બકરાની હાર થઇ એટલે ભુપતસિંહે બકરાનું માથુ કાપી નાખ્યું. છનિયારના ઠાકોરે આ જોયું એટલે તેને વિચાર આવ્યો કે આટલો બધો રીસાળ છોકરો કોઇક દીવસે મારાં છોકરાંને મારી નાખશે. માટે તેને અહિં રાખવો વ્યાજબી નથી. આમ વિચાર નક્કી કરી છનિયારના ઠાકોરે ભુપતસિંહની સાથે બોલવાનું ઓછું કર્યું.

ચતુર રાજપુત તુરત સમજી ગયો અને ત્યાંથી તેણે પ્રભુ જ્યાં લઈ જાય ત્યાં જવાનો નિશ્ચય કર્યો.

બીજે દીવસે મોટી પરોઢે ભુપતસિંહ છનિયારમાંથી ચાલ્યો ગયો.

" કેમ ભાઇ ! ક્યાં રહેવું ? "

" ચુંવાળમાં "

" કેવા છો ? "

" સોલંકી રાજપુત. "

" અહીં કેમ આવવું થયું ? "

" નોકરીની શોધમાં "

" તમારૂં નામ ? "

" ભુપતસિંહ "

કુંપાજીને આ જુવાન રજપુત કંઈક અજબ લાગ્યો. ભરાવદાર શરીર અને ફુટતી જુવાની જોઈ કુંપાજીએ ભુપતસિંહને પોતાને ત્યાં રાખ્યો.

દીવસો જતા ગયા તેમ તેમ પનારના આ કુંપાજી અને ભુપતસિંહ વચ્ચે ગાઢ સ્નેહ બંધાયો.

એક દિવસે વાતવાતમાં કુંપાજીએ ભુપતસિંહને પોતાની હકીકત કહેવાનો આગ્રહ કર્યો.

ભુપતસિંહે પણ બનેલી સર્વ હકીકત કુંપાજીને જણાવી.

" ભુપતસિંહ આટલો બધો અન્યાય ? "

" હા. "

" તો તમે આવો અન્યાય શા માટે સહન કર્યો ? "

" શું કરૂં કે મારી પાસે સાધન નહોતાં, નહિ તો તેમને ખબર પાડત, પણ વખત આવે તો અન્યાયનો બદલો લેવા હું ચુકું તેમ નથી. "

" તમને જોઈએ તે મદદ કરવા હું તૈયાર છું. કાલે સવારેજ તમે અહિંથી મારા આ બેહજાર ભીલો સાથે બંડોડા તરફ રવાના થાઓ. અને તમોને થએલા અન્યાયનો બદલો વાળો. "

" આપની જેવી આજ્ઞા. "

બીજે દીવસે સવારે કુંપાજીના બે હજાર માણસો સાથે વીર ભુપતસિંહ ભંડોડા ઉપર ચઢયો.

જોત જોતામાં તો ચુંવાળમાં વાયુ વેગે વાત ફેલાઈ ગઇ, કે પોતાના બાપ કાનાજીની ગાદી લેવા માટે ભુપતસિંહ સેંકડો માણસો લઈ આ તરફ આવે છે.

થોડા દિવસમાં તો ભુપતસિંહ ભંડોડા આવી પહોંચ્યો અને પોતાને થયેલા અન્યાયનો બદલો લેવા ઉતાવળો થઈ રહ્યો.

તેણે પોતાના ભીલોને ભંડોડા ઉપર હલો કરવાની આજ્ઞા આપી.

ભંડોડાના નાથુસિંહના થોડા માણસો સામા થયા. પણ ઝનૂને ચઢેલા ભીલો આગળ ટકી શકયા નહિં.

છેવટે નાથુસિંહની હાર થઈ અને તે કટોસણ નાસી ગયો. બીજા ભાઇ દાદુ અને તેના પુત્રને ભૂપતસિંહે મારી નાખ્યા.

આમ પોતાને થએલા અન્યાયનો બદલો ભુપતસિંહે લીધો અને ભંડોડાની ગાદી ઉપર બેઠો.

( ૨ )

" કુંપાજી ! તમારો કેટલો ઉપકાર માનું ? તમે જો મને મદદ ન કરી હોત તો હું મારા વેરનો બદલો કયારે લેત ! "

" એમાં ઉપકાર શાનો ? ઉપકાર પ્રભુનો માનો. એમાં મેં કંઈ વધુ કર્યું નથી. મેં તો મારી ફરજ બજાવી છે. "

ભુપતસિંહને ગાદી ઉપર આવે આજે એક માસ પુરો થયો હતો. અને તેને પચીસમું વર્ષ પણ આજે બેસતું હોવાથી તેની ખુશાલીમાં તેણે આજે પોતાના મિત્રો અને હિતચિંતકોને પોતાને ત્યાં બોલાવ્યા હતા તેમાં પનારના કુંપાજીને પણ તેડાવ્યો હતો.

પોતાના ઉપર ઉપકાર કરનાર કુંપાજી મકવાણો અને ભુપતસિંહ દિવાનખાનામાં બેસી ઉપર પ્રમાણે વાતચીત કરી રહ્યા હતા.

" ભુપતસિંહ ! ઘણા દિવસથી મારા મનમાં એક વાત ઘોળાયા કરે છે. "

" શું ! આપને હરકત ન હોય તો મને જણાવો. "

" હરકત તો કંઇ નથી. પણ એ વાત તમારા વિષે છે. તમે કબુલ કરશો ? "

" આપની વાત કબુલ ન કરૂં તો બીજા કોની કરૂં ! "

" તો આપો વચન. "

" મારૂં વચન છે. "

" જુઓ ત્યારે આજના શુભ દિવસે હું મારી પુત્રીનો વિવાહ તમારી સાથે નક્કી કરૂં છું. અને લગ્ન પણ ટુંક મુદતમાંજ કરવા માગું છું. "

કુંપાજીના શબ્દો સાંભળી ભુપતસિંહના મોં ઉપર શરમના આછા ઓછાઓ પડયા.

આમ વાતચીત કરી બંને જણ છુટા પડયા.

આજે બંકોડાનાં પ્રજાજનો પ્રફુલ્લ વદને જ્યાં ત્યાં ઘુમી રહ્યાં છે. રાજમહી આગળ ચોઘડીયાં વાગી રહ્યાં હતાં અને આખા ગામમાં આનંદ આનંદ છવાઇ રહ્યો હતો. કારણ કે આજે બંકોડાનો રાજવીર ભુપતસિંહ પનારના કુંપાજી મકવાણાને ત્યાં પરણવા જવાનો હતો.

સંધ્યાકાળે બંકોડાથી દરબારી ઠાઠમાં ભુપતસિંહની સ્વારી નીકળી અને પોતાના માણસોના મોટા કાફલા સાથે પનાર તરફ વિદાય થઇ.

કુંપાજીએ ભૂપતસિંહની સારી પરોણાગત કરી. અને ભૂપતસિંહનું લગન ધામધૂમથી નિર્વિઘ્ને પાર પડયું.

થોડા દિવસ પોતાના સસરાને ત્યાં રહી ભૂપતસિંહ રજપુતાણી સાથે પોતાની રાજધાનીમાં પાછો ફર્યો.

" બાપુ! બાપુ! કડીથી મરાઠી ફોજ આ તરફ આવે છે. " એક સૈનિકે આવી ભૂપતસિંહને ખબર આપી.

" અરે એતો બીજી તરફ જતી હશે. "

" ના, ના, બાપુ ? આ તરફજ આવે છે. "

પોતાના સૈનિકનાં આવાં વચનો સાંભળી ભૂપતસિંહે બીજા બેચાર રજપુતોને તપાસ કરવા મોકલ્યા.

થોડીવારમાં તો તપાસ કરવા ગએલા રજપૂતો પાસ ભર્યા પાછા આવ્યા અને ભૂપતસિંહને ખબર આપી કે મરાઠી ફોજ આ તરફજ આવે છે.

" તો આપણે તૈયારી રાખો. "

આમ પોતાના માણસોને તૈયાર થવાનો હૂકમ આપી ભૂપતસિંહ ભોજન કરવા ચાલ્યો ગયો.

આ વખતે કડી પ્રગણામાં મલ્હાવરાવની સત્તા હતી. મલ્હાવરાવના તાબાનાં કેટલાંક ગામ ભૂપતસિંહ પચાવી પડ્યો હતો. એટલે પોતાના ભાઈ હનમંતરાવને મરાઠાની મોટી સેના આપી મલ્હાવરાવે ભૂપતસિંહને કેદ પકડી લાવવા માટે મોકલ્યો હતો.

મરાઠી ફોજ ભંકોડા નજીક આવી પહોંચી અને પોતાનો મુકામ કર્યો. હનમંતરાવે પોતાના એક કાસદ મારફત ભૂપતસિંહને કહેવરાવ્યું કે અમો લડાઇ કરવા માટે આવ્યા નથી. પણ તમારું લગ્ન થયું તેની પાઘડી બંધાવવા આવ્યા છીએ. માટે અમારા તંબુએ આવજો.

કાસદ પત્ર લઇ ભંડોડા ગયો અને ભુપતસિંહને પત્ર આપ્યો.

આ વખતે દરબારગઢમાં રજપુતોનો ડાયરો ભરાયો હતો. અને મરાઠાઓ સાથે વાટાઘાટ ચાલી રહી હતી.

ભુપતસિંહે પોતાના કારભારીને પત્ર વાંચવાની આજ્ઞા કરી.

બધા દરબારીઓ સાંભળે તેમ કારભારી મોટેથી પત્ર વાંચવા લાગ્યો. પત્રનું લખાણ પુરૂ થતાંજ બધા રજપુતોને આશ્ચર્ય થયું. ભૂપતસિંહ પણ વિચારમાં પડયો, બધા ધારતા હતા શું ને નીકળ્યું શું!

રજપુતો ખરેખર જેટલા શૂરવીર હોય છે તેટલાજ ભોળા પણ હોય છે. ભુપતસિંહે મરાઠા સરદારને કહાવ્યું, કે અમોને આપે જે માન આપવા ઇચ્છા બતાવી છે તેથી અમો ઘણા ખૂશી થયા છીએ અને આપનો આભાર માનીએ છીએ. અમો આવતી કાલે તમારા તંબુએ આવીશું.

કાસદ નમન કરી ચાલ્યો ગયો.

બીજે દીવસે સવારે ભુપતસિંહ પોતાના થોડા અંગત માણસો લઇ મરાઠા છાવણી તરફ ચાલ્યો.

ભૂપતસિંહને દૂરથી આવતો દેખી મરાઠા સરદાર હનમંતરાવ તેને લેવા સામો ગયો અને બહુ માન સાથે તેને પોતાના તંબુમાં તેડી ગયો.

" કેમ ભૂપતસિંહજી! તબીયત તો સારી છે ને? "

" હાજી "

આમ અને બીજી કેટલીક આડી અવળી વાતો કરી મરાઠા સરદાર " આવું છું " કહી તંબુ બહાર નીકળ્યો.

" અલ્યા બહાર જો તો. આટલી બધી ગરબડ શાની છે? "

" હા બાપુ! " આમ કહી ભુપતસિંહના અંગરક્ષક રજપૂતે તંબુ બહાર ડોકીયું કર્યું.

" આપુ ? દગો " રજપુત અંગરક્ષકનો સાદ ફાટી ગયો.

" હૈં ! " કહેતાં ભુપતસિંહ પોતાની તલવાર તાણી તંબુને પાછળથી ચીરી નાંઠો. તેના અંગરક્ષકે તેનું અનુકરણ કર્યું.

એક બે મરાઠાઓને પાડી ભુપતસિંહ બંકાડામાં પેસી ગયો.

હનમંતરાવે આ વાત જાણી ત્યારે તેને અત્યંત ખેદ થયો. તેની બધી મહેનત ઉપર પાણી ફર્યું.

આમ દગાથી ભુપતસિંહને પકડવાનો વિચાર તો કર્યો, પણ આખરે સિંહ પાંજરામાં આવેલો છટકી ગયો.

મરાઠી ફોજ નિરાશ વદને પાછી ફરી, કારણ કે મલ્હાવરાવનો લડાઈ કર્યાં વિનાજ આ ભુપતસિંહને પકડવાનો હુકમ હતો. એટલે મરાઠા લશ્કર છાનુમાનું કડી ચાલ્યું ગયું.

( ૨ )

" રજપૂતાણી આજની રાત જેટલું સુખ માણવું હોય તેટલું માણી લ્યો ! "

" આવું તે શું બોલતા હશો ? "

" તારા સમ જો જુઠ્ઠું કહેતો હોઉ તો ? "

" કેમ ? કાલે કયાં જવાના છો ? "

" બહારવટે "

" કારણ ? "

" કારણ એજ કે આપણા ત્રણસો સ્વારોથી મરાઠાના એ વિશાળ લશ્કરનો સામનો કરવો મુસ્કેલ છે. અને મલ્હાવરાવ મને પકડયા વિના છોડવાનો નથી. જીંદગી સુધી મરાઠાઓના કેદખાનામાં સડવા કરતાં બહારવટે રહી દુશ્મનને ઉંઘવા નહિ દેતાં તેનાં ગામ ભાગી ગીરાસ પાછો મેળવીશ. "

" પણ મારૂં શું ? "

" તને કાલે સવારે સુરક્ષિત સ્થળે મૂકીને પછીજ હું મારા માણુસો સાથે નીકળીશ. " આમ વાતચીતો કરતું આ જોડું નિદ્રાધીન થયું.

બીજે દીવસે પોતાના બે વફાદાર રજપુતો સાથે રજપૂતાણીને સુરક્ષિત સ્થળે મોકલાવી દીધી. અને પોતાના ચુનંદા ત્રણસો ઘોડેસ્વારો સાથે વીર ભુપતસિંહ બહારવટે નીકળ્યો.

થોડા દિવસમાં તો ચુંવાળના એ વીર રજપુત બહારવટીયાએ મલ્હાવરાવનાં કેટલાંય ગામ ભાગ્યાં અને કેટલાકને બાન પકડયા. મલ્હાવરાવની પ્રજા ખુબ ત્રાસી ગઈ અને મલ્હાવરાવની પાસે ઉપરાઉપરી બૂમો જવા લાગી.

આમ ભૂપતસિંહે થોડા વખતમાં તો કડી પ્રગણામાં કાળો કેર વર્તાવી દીધો.

દિવસે દિવસે પ્રજાની બૂમ વધવા લાગી. એટલે મલ્હાવરાવે મરાઠા લસ્કરને આ બહારવટીયાની પાછળ મોકલ્યું. અને પોતે ભુપતસિંહની રાજધાની ભંકોડા ઉપર ચઢયો.

મરાઠા લસ્કરે ભંકોડાને ઘેરો ઘાલ્યો. અને મલ્હાવરાવે ભૂપતસિંહના દરબારગઢને તોપોથી તારાજ કરવા માંડયો. એક ચારણે જોયું તેનાથી રહેવાયું નહિ એટલે તે બોલ્યો.

ભૂપતસિંહ ભડવીર, જંગલમાં રહી ઝૂઝતો;
અહિં ઝૂઝે મો'લાત, ભડવીર તારી ભૂપતા.

ભાવાર્થ:—ભુપતસિંહ તું તો જંગલમાં રહી ઝુઝે છે પણ અહિં તો તારી મો'લાતની ઇટો પણ યોદ્ધાપણું ધારણ કરીને લડે છે.

ચારણના આવા શબ્દો સાંભળી મલ્હારાવ કડી પાછો ફર્યો.

મરાઠા લશ્કર બહુ બહુ ફર્યું પણ ભુપતસિંહને પકડી શક્યું નહિ. ઉલટું ભુપતસિંહ બમણા જોશથી ગામ ભાગવા મંડયો.

એક સાધારણ બાબત માટે આટલું બધું નાહકનું નુકશાન વેઠવું ઠીક નથી. આમ વિચારી મલ્હાવરાવે ભુપતસિંહને મનાવવાનો વિચાર કર્યો. અને એક બારોટને ભૂપતસિંહને મનાવી લાવવા માટે રવાના કર્યો.

ભુપતસિંહ પોતાના માણસો સાથે બેસી એક ઝાડ તળે વિસામો લઇ રહ્યો હતો. અને આજે કયું ગામ ભાગવું તેની વાતો ચાલી રહી હતી. ત્યાં દૂરથી બહારવટીયાઓએ કોઇ માણસને પોતાની તરફ આવતો જોયો એટલે બધા સાવધ બન્યા.

બારોટે દૂરથી ભુપતસિંહને ઓળખ્યો કે નક્કી આજ ભૂપતસિંહ હોવો જોઇએ. એટલે બારોટે પોતાના બુલંદ અવાજે લલકાર્યું.

પાટણ ઘોડા પાર, ધરણી ધાકે ધમધમે;
આભા મંડળ માંય, ધારે તો લે ભૂપતો.

તું પાટણ સુધી તારાં ઘોડાં વહેતાં મૂકે છે. ધરણી તારી ધાકે ધમધમી ઉઠે છે. અને તું ધારે તો આકાશને પણ બાથમાં લઇ શકે એવો છે.

સુણતાં તારું નામ, રૈયત રાડો પાડતી;
કડીનાં કમાડ, ધાકે, જડીયાં ભૂપતા.

તારૂં નામ સાંભળતાંજ રૈયત ઘણી બૂમો પાડી ઉઠે છે, અને તારી બીકથી કડીના દરવાજા પણ બંધ રાખવા પડે છે.

" દેવીપુત્ર ! આપ બારોટ છો કે ચારણ ? "

" બારોટ છું. "

" બારોટજી ! અહિં જંગલમાં બીરદાવ્યાથી આપને શું આપું? બાકી જો હું ગાદી ઉપર હતો તે વખતે આપ આવ્યા હોત તો કંઇ મળાત પણ ખરૂં. "

" બા ! બધું તારૂંજ છે ને ? "

" ના, ના; બારોટજી તમે અહિં જંગલમાં બીરદાવવા આવો અને ખાલી હાથે પાછા જાઓ તે કેમ બને ? " આમ કહી ભુપતસિંહે પોતાની પાસેના થોડા રૂપીઆ બારોટને આપવા માંડયા.

" બાપુ ! રૂપીઆ પછી આપજો. પણ હું આપને મલ્હાવરાવ તરફથી તેડવા આવ્યો છું. "

" બારોટજી ! આપ સાચું કહો છો ? "

" હા "

" હું ત્યાં આવું ને પાછો પ્રથમની માફક દગો થાય તો ? "

" મારી બાંહેધરીએ મલ્હાવરાવે તમને તેડવા મોકલ્યા છે. "

" તો તો પછી કંઇ હરકત નથી. " આમ કહી બહારવટીયો ભુપતસિંહ અને તેના માણસો બારોટની સાથે કડી ચાલ્યા.

આજે આખો દરબારગઢ ચીકાર ભરાઇ ગયો હતો. એક બાજુ ભુપતસિંહ અને તેના માણસો બેઠા હતા.

નેકી પોકારાઇ અને મલ્હાવરાવ ગાયકવાડ દરબારમાં આવ્યા. સઘળા મરાઠા સરદારો ઉભા થયા. અને પછી દરબારમાં પૂર્વવત શાન્તિ સ્થપાઇ.

" ભુપતસિંહ ! તમે તમારા ગિરાસ માટે રાત દિવસ ટાઢ તડકો વેઠી ખૂબ મહેનત ઉઠાવી તમારી વીરતા બતાવી છે. તેથી તમારા ઉપર હું ખુશ થયો છું અને તમારા જેવો એક સરદાર અમારા પક્ષમાં હોય તો અમને ઘણી મદદ મળે. માટે તમોને તમારી ગાદી

પાછી આપું છું." આમ કહી મલ્હારરાવે પોતાના સહી સીક્કાવાળી સનંદ ભુપતસિંહને આપી.

ભુપતસિંહે મહારાજાનો આભાર માન્યો. અને દરબાર બરખાસ્ત થયો.

આમ ભૂપતસિંહનું બહારવટું પાર પડયું. અને ભુપતસિંહ પોતાના માણસો સાથે પોતાની અસલ રાજધાની ભંકોડા ચાલ્યો ગયો.

પોતાના રાજવીને બહારવટું પાર પાડી પાછો આવેલો જોઈ ભંકોડાની પ્રજાએ તેના માનમાં ઉત્સવ ઉજવ્યો. અને આખા ગામમાં આનંદ આનંદ થઈ રહ્યો. ભૂપતસિંહે પોતાની રજપૂતાણીને તેડાવી લીધી, અને પાછું પૂર્વવત તેનું જીવન સુખમય બન્યું.

" બાપુ! કડીથી કોઈ મરાઠા સ્વાર આવ્યો છે તે મળવા માંગે છે."

" જા. તેને સત્વર અહિં લઈ આવ."

" જેવી આજ્ઞા " કહી પ્રતિહાર ચાલ્યો ગયો. "

થોડીક્ષણમાં તે સ્વારને લઈ ભૂપતસિંહ પાસે હાજર થયો.

" કડીથી આવો છો ! "

" હા જી. "

" મહારાજાએ શું કહેવરાવ્યું છે ? "

" આ પત્ર આપ્યો છે " આમ કહી મરાઠા ઘોડેસ્વારે પોતાની કેડમાંથી એક પત્ર કાઢી ભુપતસિંહના હાથમાં મૂકયો. ભુપતસિંહે પત્ર હાથમાં લીધો અને વાંચવા માંડયો. તેમાં લખ્યું હતું, કે ગાયકવાડી અને અંગ્રેજી બંને ભેગી ફોજો કડી ઉપર ચઢી આવે છે. બ્રોટીશ અને ગાયકવાડી લશ્કરને પહોંચવા માટે વધારે લશ્કરની જરૂર છે. માટે તમો તમારા બધા લશ્કર સાથે બ્રીટીશ અને ગાયકવાડી લશ્કરને રસ્તામાં રોકી રાખી તેમને હેરાન કરશો. એટલે તેઓ કાયર થઈ કદાચ પાછા જશે. માટે વિના વિલંબે તમે તમારા લશ્કર સાથે તુરત રવાના થઈ જજો.

પત્ર પુરો થતાંજ વીર ભુપતસિંહની આંખો રક્તવર્ણી બની. અને સ્વગત્ બોલવા લાગ્યો કે હું જીવું છું ત્યાં સુધી કોની મગદુર છે કે કડીના મહારાજાની સામે આંગળી ચિંધે !

" અહ્યા બહાર કોણ છે ? "

" બાપુ ! " કહેતો એક પ્રતિહાર દિવાનખાનામાં હાજર થયો.

" જા, આ મરાઠા સ્વારના ઉતારાની વ્યવસ્થા કર. "

" નામદાર ! મહારાજા સાહેબનો હુકમ છે કે પત્રનો જવાબ લઈ મારતે ઘોડે પાછો આવજે. "

એમ ? તો ઠીક જા. મહારાજાને કહેજે કે ભુપતસિંહના શરીરમાં રક્તનું જ્યાં સુધી એક ટીંપુ હશે, ત્યાં સુધી તો તે કોઈને કડી ઉપર આવવા દેશે નહિ. માટે નિશ્ચિંત બનજો: હું કાલે સવારેજ મારા લશ્કર સાથે દુશ્મનોનો માર્ગ રોકવા ઉપડી જઈશ. "

મરાઠા ઘોડેસ્વાર ભુપતસિંહને નમન કરી ચાલ્યો ગયો.

ભુપતસિંહને કડીના મહારાજા મલ્હાવરાવે બનાવી તેનું બહારવટુ છોડાવી તેનો ગીરાસ તેને પાછો આપ્યો, ત્યારથી બન્ને વચ્ચે ગાઢ સ્નેહ બંધાયો હતો અને ભુપતસિંહ મલ્હાવરાવ માટે મરી મીટવા પણ તૈયાર હતો. એટલે મલ્હારરાવે પોતાના નાગાના એ ભુપતસિંહની સાથે અણીને વખતે કામ આવે, માટે દિવસે દિવસે તેની સાથે વધુને વધુ પરીચય કરી રાખ્યો હતો.

વડોદરાના ગાયકવાડ સરકારના ઉત્તર ગુજરાતમાં તે વખતે કેટલાક તાલુકાઓ હતા. તેમાંના ઘણાખરા કડીના મલ્હાવરાવે પોતાને કબજે કરી લીધા હતા. એટલે વડોદરાના ગાયકવાડે બ્રીટીશ લશ્કરની મદદથી પોતાના ગએલા તાલુકાઓ પાછા મેળવવા માટે કડી ઉપર ચઢાઈ કરી.

મલ્હાવરાવે આ વાત જાણી ત્યારે તેણે આજુબાજુના લડાયકલોકો અને કાઠિયાવાડના કેટલાક કાઠિયોની લશ્કરમાં ભરતી કરવા

માંડી. અને આજુબાજુના પોતાના તાબાના ઠાકોરોને પણ પોત પોતાના માણસો સાથે પોતાની મદદે બોલાવ્યા હતા.

" હજુર ? ભંકોડા ગયેલો સ્વાર આવી પહોંચ્યો છે. "

" જા. તેને સત્વર અંદર લઇ આવ. "

" જી હજુર " કહી દરવાન બહાર ચાલ્યો ગયો.

થોડીક્ષણમાં તે ભંકોડા ગયેલા મરાઠાને લઇ દિવાનખાનામાં હાજર થયો.

" કેમ ? ભૂપતસિંહે શું કહ્યું ? "

" હજુર ? ભુપતસિંહે કહેવરાવ્યું છે કે જ્યાં સુધી મારા શરીરમાં રક્તનું એક પણ બીંદુ હશે ત્યાં સુધી તો દુસ્મનોની મગદુર નથી કે કડી તરફ આવી શકે ! અને કાલે સવારેજ તેઓ પોતાના લશ્કર સાથે ભંકોડાથી રવાના થઇ જશે. "

મલ્હાવરાવના મુખમાંથી એકાએક ઉદ્ગાર નીકળી પડયો, કે વાહ કેવો મર્દ બચ્ચો !

( ૪ )

તડીંગધીંગ; તડીંગધીંગ, નગારૂં વાગવા માંડયું. નગારાનો અવાજ જેમ જેમ વધતો ગયો તેમ તેમ હથિયારબંધ માણસો દરબારગઢ આગળ એકઠા થવા લાગ્યા.

જોતજોતામાં તો આખો દરબારગઢ ચીકાર ભરાઇ ગયો.

થોડીવારમાં પોતાના કદાવર ઘોડા ઉપર બેસી વીર ભુપતસિંહ બહાર આવ્યો. " મહારાજા ભુપતસિંહની જય " ના નાદથી આખો દરબારગઢ ગાજી રહ્યો. ભુપતસિંહે પોતાનો ઘોડો આગળ તાર્યો. એટલે તેના લશ્કરે તેનું અનુકરણ કર્યું.

આમ આ ભંકોડાનો રાજવી પોતાના લશ્કર સાથે બ્રીટીશ અને ગાયકવાડી ફોજને રંજાડવા માટે ચાલી નીકળ્યો.

કડીથી ત્રણ માઈલ દૂર ભૂપતસિંહને બ્રીટીશ લશ્કરનો ભેટો થયો.

બ્રીટીશ લશ્કરને જોતાંજ ભુપતસિંહે પોતાના માણસોને તેમના ઉપર તુટી પડવાની આજ્ઞા આપી.

જોત જોતામાં તો ત્યાં જબરો જંગ જામ્યો. ભૂપતસિંહના શૂરવીર ભીલોએ બ્રીટીશ લશ્કરની ઘણી ખુવારી કરી નાખી.

આખરે બ્રીટીશ લશ્કર એક ટેકરા ઉપર ચઢી ગયું. અને ત્યાંથી તેણે મારો શરૂ કર્યો. એટલે ના છુટકે ભુપતસિંહ પોતાના માણસો સાથે કડી ચાલ્યો ગયો.

આમ ઘણા દિવસ સુધી ભુપતસિંહે દુશ્મનોના લશ્કરને ખૂબ હેરાન હેરાન કરી નાખ્યું.

બ્રીટીશ લશ્કરના ઉપરીએ ખંભાત અને મુંબાઈથી નવી વધારાની ગોરી પલટણો મંગાવી અને તે આવે ત્યાં સુધી કડી ઉપર હલ્લો કરવાનું મોકુફ રાખ્યું.

થોડા દિવસમાં મંગાવેલું નવું લશ્કર આવી પહોંચ્યું એટલે બ્રીટીશ અને ગાયકવાડી લશ્કરે કડીના કિલ્લા ઉપર ચારે બાજુએથી હલ્લો કર્યો.

મલ્હાવરાવે કડીની આજુબાજુ ખાઈ ખોદાવી કિલ્લા ઉપર પોતાનું લશ્કર ગોઠવ્યું હતું.

વીર ભુપતસિંહ પણ પોતાના માણસો સાથે તૈયાર હતો.

જોતજોતામાં તો ઘોર યુદ્ધ મંડાયું. ભુપતસિંહ અને તેના ભીલોએ બ્રીટીશ લશ્કરને ત્રાય ત્રાય પોકરાવી. બીજી બાજુ મલ્હાવરાવના મરાઠા લશ્કરે અપૂર્વ હિંમત બતાવી.



" ભૂપતસીંહ સોલંકી "

તું પણ મારી સાથે ચાલ વીર ભૂપતસીંહે પોતાની તલવાર અંગ્રેજ અમલદાર ઉપર ફેંકી.

સંધ્યાકાળ થવાથી યુદ્ધ બંધ પડયું અને બ્રીટીશ લસ્કર પોતાની છાવણીમાં ચાલ્યું ગયું.

બીજે દિવસે પ્રાતઃકાળે પાછો સંગ્રામ શરૂ થયો. બ્રીટીશ લસ્કરે તોપોનો મારો ચલાવી કિલ્લાની દિવાલો તોડવા માંડી એટલે ભૂપતસિંહ પોતાના માણસોને લઇ મરણીયો થઈ બ્રીટીશ લસ્કરના તોપખાનાને તારાજ કરવા માટે ધસી ગયો.

જોતજોતામાં તો તેણે બ્રીટીશ ગોલંદાજોને કાપી નાખ્યા. અને વિજયી બનવાની અણી પર હતો, ત્યાં તો બ્રીટીશ અમલદારે ભૂપતસિંહ ઉપર બેયોનેટ વડે હુમલો કર્યો. અને બેયોનેટ તેને ભોંકી દીધું.

"**તું પણ મારી સાથે ચાલ**" આમ કહી વીર ભૂપતસિંહે પોતાની તલવાર તાકીને એ અંગ્રેજ અમલદાર ઉપર ફેંકી.

તલવારનો ઘા આબાદ બ્રીટીશ અમલદારને વાગ્યો. અને તે ધરણી ઉપર ઢળી પડયો. અને તેનો પ્રાણ નીકળી ગયો.

ભૂપતસિંહના મૃત્યુથી તેનું લસ્કર નાહિંમત બન્યું અને ભુપતસિંહનું શબ લઈ તેના માણસો નાસી ગયા.

મલ્હાવરાવનો એક મોટો મદદગાર મરાયાથી બ્રીટીશ અને ગાયકવાડી લસ્કરે બમણા જોશથી હલ્લો કર્યો.

જોતજોતામાં તો બ્રીટીશ અને ગાયકવાડી લસ્કર વિજયી બની કિલ્લામાં પેઠું અને કિલ્લા ઉપર એ વાવટા ઉડવા લાગ્યા.

આમ મલ્હાવરાવની હાર થઇ.

વિજયી બનેલા બ્રીટીશ લસ્કરે પ્રથમ રાજમહેલનો કબજો લીધો, અને મલ્હાવરાવને કેદ પકડયા.

પછી તો કડીમાં ગાયકવાડની સત્તા સ્થપાઇ અને મલ્હાવરાવને બ્રીટીશ લસ્કર લઇ ગયું.

મલ્હાવરાવ સાથેની લડાઇમાં બ્રીટીશ લશ્કરને ખૂબ નુકશાન થયું. અને તેના ઘણા લશ્કરનો નાશ થયો.

અત્યારે હાલ આ કડી ગાયકવાડ સરકારને તાબે છે. અને મલ્હાવરાવના મહેલના ખંડેરો આ વાતની ઝાંખી યાદ આપતા સેંકડો વર્ષ થયાં એક અજીત યોદ્ધાની માફક ઉભા છે. અને કડીનો કિલ્લો થોડો ઘણો અત્યારે પણ હયાત છે.



" કેમ બાપુ ! શો વિચાર કર્યો ? "

" પણ બદસિંહ ! એ બને કેમ ? પોશીનાના મર્હૂમ ઠાકોરનો પુત્ર પર્વતસિંહ પુખ્ત ઉંમરનો છે અને પોશીનાની ગાદીનો તેજ વારસ છે. તો પછી તેને ગાદી શી રીતે આપવી ? "

" બાપુ ! આપ ધણી છો, આખા ઇડરવાડાના આપ માલીક છો. આપ ધારો તેમ કરી શકો તેમ છો. "

" પણ બદસિંહ ! આવો અન્યાય શી રીતે થાય ?

" અન્નદાતા ! એમાં અન્યાય શાનો ? પોશીનાના મરનાર ઠાકોરનો હું પિત્રાઈ થાઉં છું. અને પર્વતસિંહમાં કયાં રાજ્ય ચલાવવાની આવડત છે ? એટલે જો આપ મને પોશીનાની ગાદીએ બેસાડો તો એમાં અન્યાય જેવું કાંઇ નથી. "

" બદસિંહ ! પણ મારૂં મન તો માનતું નથી. માટે હું તને પોશીનાની ગાદી ઉપર બેસારી શકું તેમ નથી. "

" અન્નદાતા ! પોશીનાની ગાદીએ આપ જો મને બેસારશો તો હું ઉપજમાંથી છ આની ભાગ ઇડર રાજ્યને આપીશ. "

નાણાં દેખી મુનિવર ચળે તે ન્યાયે ઈડરના મહારાજા ગંભિરસિંહ બદસિંહની આ લાલચમાં ફસાયા અને તેમણે બદસિંહને પોશીનાની ગાદીએ બેસાડવાનું નક્કી કર્યું.

ઇ. સ. ૧૮૨૮માં હડાદ પોશીનાનો ઠાકોર ગુજરી ગયો. એટલે તેનો પુત્ર પર્વતસિંહ અઢાર વર્ષનો હતો તે પોશીનાની ગાદીનો વારસ હતો. પરંતુ ખેરાદ પટાનો જાગીરદાર બહસિંહ પોશીનાના ઠાકોરનો પિત્રાઇ થતો હોવાથી, અને સત્તાનો શોખીન હોવાથી તે પોશીનાની ગાદી પચાવી પાડવા માગતો હતો. પરંતુ તેનો ભાઇ જામતસિંહ, પર્વતસિંહના પક્ષમાં હતો એટલે તે કોઇપણ ભોગે પર્વતસિંહનેજ પોશીનાની ગાદી ઉપર બેસાડવા માગતો હતો.

ઇડરમાં આ વખતે મહારાજા ગંભિરસિંહ રાજ્ય કરતા હતા. તેમના વડવાઓના વખતથી કેટલાક રહેવર અને રાઠોડ રજપુતોને જાગીરો આપવામાં આવેલી હતી. હડાદ પોશીના તથા ખેરાદ એ બંને પણ ઇડર તાબાનીજ જાગીરો હતી. ઇડર રાજ્ય જેટલા જાગીરદારો અને પટાવતો ભાગ્યેજ કોઇ રાજ્યમાં હશે. આવી જાગીરો માટે જાગીરદારો અંદર અંદર કજીયા કરતા અને તેનો ન્યાય મેળવવા ઇડર આવતા. એટલે ઇડરના મહારાજા ગંભિરસિંહ તેઓની તકરાર સાંભળી જે જાગીરનો મોટો ભાગ તેમને લખી આપે તેના પક્ષમાં ન્યાય આપતા. આમ અંદર અંદરના કજીયાથી કેટલીય જાગીરો ખાલસા થઇ ઇડર ભેગી મળી હતી.

“ બાપુ ! સાંભળ્યું કે ? ” જામતસિંહના એક વિશ્વાસુ અનુચરે આવી તેને કહ્યું.

“ શું ? ”

“ બહસિંહ બાપુને ઇડરના મહારાજા ગંભિરસિંહ પોશીનાની ગાદીએ બેસાડે છે. ”

“ હોય નહિ. ”

“ બાપુ ! સાચી વાત છે. થોડા દિવસોમાંજ મહારાજા તેમને તલવાર બંધાવવા પોશીના પધારવાના છે. ”

" પણ એ બને કેવી રીતે ? પોશીનાની ગાદીનો વારસ હજુ જીવતો જાગતો બેઠો હોવા છતાં બહાદુરસિંહને મહારાજા ગાદીએ શી રીતે બેસાડે ? "

" બાપુ ! આપતો ભોળાને ભોળાજ રહ્યા. આજતો એવું છે કે, 'દામ કરે કામ' બહાદુરસિંહ બાપુ સત્તાના ભારે શોખીન છે. અને મહારાજા તો જાગીરો ઉપર ટાંપીનેજ બેઠા છે. એટલે કંઇક આપવાનું પણ નક્કી થયું લાગે છે.

" પણ આ બધી વાત તું લાવ્યો ક્યાંથી ? "

" બાપુ ! એનું આપને શું કામ છે ? વાત અમે ત્યાંથી મળી. વાત જો ખોટી નીકળે તો આપનું ખાસડું અને મારૂં મોં. પછી છે કંઇ ? "

જામતસિંહ પોતાના ભાઇ બહાદુરસિંહનો પૂરો ભોમિયો હતો. એટલે અનુચરની વાત તેને સત્ય લાગી. પોતાનો ઘોડો મંગાવી તરત તે પોશીના તરફ રવાના થયો.

" પધારો ભાઇ ! કેમ આમ અચાનક ? પર્વતસિંહે જામતસિંહને આમ અચાનક પોશીના તરફ આવેલો જોઇ પૂછ્યું."

" પર્વતસિંહ ! વખત કટોકટીનો છે. વાત કરવાની પણ ફુરસદ નથી. આપણે ઇડર જવાનું છે. માટે તું જલદી તૈયાર થા. "

" જામતસિંહ પોતાનો શુભેચ્છક છે તે પર્વતસિંહ જાણતો હતો, એટલે તેણે વધુ પૂછપરછ નહિ કરતાં તૈયારી કરી. અને બંને જણ ઇડર તરફ મારતે ઘોડે રવાના થયા. "

( ૨ )

ઇડરના રાજમહાલયમાં મહારાજા ગંભિરસિંહ વિરામાલય ઉપર પડ્યા પડ્યા આરામ કરતા હતા. ત્યાં ચોપદાર વરધી લઇને

આવ્યો. " અન્નદાતા ! બહાર બોરાદના જાગીરદાર અને પોશીના ગાદીના કુંવર પર્વતસિંહ આવ્યા છે."

" તેમને આવવા દે "

" જેવો હુકમ " કહી ચોપદાર ચાલ્યો ગયો "

" આવો જામતસિંહ ! કેમ પર્વતસિંહ મઝામાં તો ખરા ને ? મહારાજાએ બન્ને જણને આવકાર આપ્યો.

" હા અન્નદાતા ! આપની કૃપાથી અત્યાર સુધી તો ઠીક છે. ? " જામતસિંહે વિવેક કર્યો.

થોડીવાર આડીઅવળી વાતો કર્યા પછી મહારાજાએ જામતસિંહને આવવાનું કારણ પૂછ્યું.

" અન્નદાતા ! હું ન્યાય મેળવવા આવ્યો છું. "

" શો " ?

" પોશીનાની ગાદીનો વારસ હયાત હોવા છતાં આપ પોશીનાની ગાદીએ બીજાને બેસાડો તે ન્યાય કે અન્યાય ? "

" જામતસિંહ ! મને ૭ આની ભાગ બદસિંહે લખી આપવાનો કર્યો છે. એટલે તેને પોશીનાની ગાદીએ હું બેસાડવાનો છું. "

" પણ અન્નદાતા ! પિત્રાઈ ઉઠીને આપને ભાગ લખી આપે એટલે આપ ખરા હક્કદારનો હક્ક ડુબાવી ગાદી આપી દો, તે તો અન્યાયજ છે. "

" જામતસિંહ ! એમાં હું શું કરૂં ? રાજ્યનું ખરચ પણ પૂરૂં થવું જોઇએને. "

વખત વિચારી જઇ જામતસિંહે બાજી પલટી. " અન્નદાતા બદસિંહે આપને જે આપવાનું કહ્યું હશે તેટલું અમે પણ આપીશું. "



" સત્તાનોશોખ "

તમારા જેવા સીંહને તો પાંજરે પુર્યોજ સારો.

" બદસિંહે છ આની ભાગ આપવાનું કબુલ્યું છે. એટલે છ આની તમે આપો તેમાં મને ફાયદો શું ?

આખરે આનાકાની કરતાં જાગીરનો ત્રીજો ભાગ લખી આપવાનું જ્યારે જામતસિંહે કબુલ કર્યું, ત્યારેજ પર્વતસિંહને પોશીનાની ગાદી ઉપર બેસાડવાનો હુકમ મહારાજાએ લખી આપ્યો.

જામતસિંહ અને પર્વતસિંહ મહારાજાની રજા લઇ પોશીના તરફ રવાના થયા.

પોશીનામાં તડામાર તૈયારીઓ ચાલી. પર્વતસિંહને ગાદીએ બેસાડવાની હવે એકજ દિવસની રાહ હતી. જામતસિંહ પણ પોશીનામાંજ હતો. આખા પોશીનામાં આનંદ આનંદ થઇ રહ્યો હતો. ગાદીનશીન થવાને પર્વતસિંહને હવે એકજ દિવસની વાર હતી. ત્યાં ઇડરથી મહારાજાનો રૂક્કો લઈ એક ઘોડેસ્વાર પોશીના મારતે ઘોડે આવી પહોંચ્યો, અને તેણે રૂક્કો જામતસિંહના હાથમાં આપ્યો.

રૂક્કો જોતાંજ જામતસિંહના પેટમાં ફાળ પડી. તેણે ધ્રુજતે હાથે કવર ફોડ્યું, અને અંદરનું લખાણ વાંચતાંજ તે ચોંક્યો. રૂક્કામાં લખ્યું હતું કે પર્વતસિંહને અમારો બીજો હુકમ ન થાય ત્યાં સુધી ગાદીએ બેસાડવા નહિ.

થઇ રહ્યું, બધી તૈયારી કરેલી નિરર્થક ગઇ. અને આમ અચાનક શુભ કાર્યમાં વિઘ્ન પડ્યું.

બદસિંહનું આ કારસ્તાન હોવું જોઇએ એમ જામતસિંહને લાગ્યું. તે પણ હઠે ભરાયો. ગમે તેમ થાય તો પણ પોશીનાની ગાદી ઉપર બદસિંહને તો નજ બેસવા દેવા, તેવો પાકો નિશ્ચય કરી તે એકલો ઘોડેસ્વાર થઇ ઇડર ચાલ્યો.

" અન્નદાતા ! આમ કેમ ? આપ ઘડીમાં પર્વતસિંહને ગાદી બેસારવા માટે સંમતિ આપો છો. અને થોડીવારમાંજ પાછા મનાઇ કરો છો ? " જામતસિંહે ઇડર જઇ મહારાજા ગંભીરસિંહને પૂછ્યું.

" જામતસિંહ ! રાજાનાં કામજ એવાં. ઘડીમાં હા અને ઘડીમાં ના."

" પણ આમ કરવાનું કંઈ કારણ ?" કારણ તો એજ કે બહાદરસિંહ તમારાથી વધુ આપવા કબુલ થયો છે."

" તો અન્નદાતા ! પોશાનાની ગાદીનો અડધો ભાગ હું આપને લખી આપું છું, પછી છે કંઈ ?

" જામંતસિંહ ? જો તમે અડધો ભાગ લખી આપતા હો તો પોશાનાની ગાદી પર્વતસિંહનીજ છે. હવે મને બહાદરસિંહ ગમે તેમ કહેશે પરંતુ હું મારો નિશ્ચય ફેરવીશ નહિ."

" અન્નદાતા ! વચન આપો. "

" જામતસિંહ ! જાઓ મારૂં વચન છે હવે હું નહિ ફરૂં."

મહારાજાનું વચન લઇ જામતસિંહ પોશાના પહોંચ્યો ગયો. અને શુભ મુહૂર્ત જોઇ પર્વતસિંહને તેણે પોશાનાની ગાદી ઉપર બેસાડયો.

થઇ રહ્યું. સત્તાનો શોખીન બહાદરસિંહ આખરે ફાવ્યો નહિ. તેના સઘળા પ્રયત્નો નિષ્ફળ ગયા.

પોતાના પ્રયત્નોમાં નહિ ફાવવાથી બહાદરસિંહ પોતાના પક્ષના થોડા માણસોને લઇ બહારવટે નીકળ્યો. અને પોશાના તાબાના ગામડાઓમાં તેણે ધાડો પાડવાની શરૂઆત કરી.

" ખબરદાર ! જો આગળ વધ્યા છો તો આ બરછીથી વિંધી નાંખીશ. બહારવટીયાઓએ પડકાર કર્યો અને માર્ગ રૂંધ્યો, એટલે આખી જાન આગળ વધતી અટકી.

" બાપુ ! અમે આપનાં વસવાયાં છીએ." જાનમાંના એક વૃધ્ધે હાથ જોડી દીન વાણીથી બહારવટીઓને કહ્યું.

" એલા કોણ નાતે છે !

" બાપુ ! હજામ છીએ. "

" ક્યાંના છો ? "

" ઢડાદ પોશીનાના, બાપુ. "

" ત્યારે તો એલા શું જોઇ રહ્યા છો. આપણા દુશ્મનના ગામનીજ પ્રજા છે, મંડો લુંટવા "

બહારવટીયાઓએ પકડાર કર્યો. અને હજામોની આ આખી જાનને લુંટી લીધી.

બદસિંહ આવી રીતે પોતાનો કિન્નો લેવા મંડયો.

" અન્નદાતા ! ફરિયાદ, ફરિયાદ " એમ ધા નાખતું હજામોનું મોટું ટોળું પોશીનાના દરબારગઢ આગળ એકઠું થયું અને પોતાની વીતક વાત તેમણે પોતાના રાજવી પર્વતસિંહને જણાવી.

પોતાની પ્રજાને રંજાડનાર બદસિંહ ઉપર પર્વતસિંહને ખુબ ગુસ્સો ચઢયો. પરંતુ તેનાથી કંઇ થઇ શકે તેમ નહોતું એટલે તેણે ઇડરના મહારાજા ગંભીરસિંહને આ વાત જણાવી, અને રક્ષણ માગ્યું.

મહારાજાએ બદસિંહને ઇડર હાજર થવા માટે કહેણ મોકલ્યું. પરંતુ ભયનો માર્યો બદસિંહ ઇડર હાજર થયો નહિ, એટલે મહારાજાએ તેને બાંહેધરી આપીને ઇડર બોલાવ્યો. એટલે બદસિંહ નાછૂટકે ઇડર આવ્યો.

" બદસિંહ ! આ તમોને શોભે છે ? " મહારાજાએ બદસિંહને ખાનગીમાં બોલાવી ઠપકો આપવા માંડયો.

" અન્નદાતા ! મને................ "

" બસ કરો. " મહારાજા વચ્ચેજ બોલી ઉઠયા.

" પણ.................. "

" એ પણબણ કંઇ નહિ, બદસિંહ ! જો હવેથી આ પ્રમાણે થશે તો ખોરાક પટામાંનો તમારો ભાગ જપ્ત કરી જામતસિંહને

તે આપી દેવામાં આવશે, અને તમને પાતાળમાંથી પણ શોધી કાઢી હું શિક્ષા કર્યા વિના નહિ છોડું. માટે હવેથી આ તોફાન કરવું છોડી દઈ તમારી જાગીરના કામકાજમાં લક્ષ આપો." આમ શિખામણ આપી મહારાજાએ બહારસિંહને જવાની રજા આપી.

" કારભારીજી ! તમારા કામની યોગ્ય કદર જરૂર થશે."

" તો અન્નદાતા ! માનજો કે બહારસિંહને થોડા વખતમાંજ આપની નજર સમો ખડો કરીશ.

" વાહ કારભારીજી ! ધન્ય છે તમારી બુદ્ધિને." મહારાજાએ બહારસિંહના કારભારીને ચઢાવ્યો.

" અન્નદાતા આપની કૃપાથી કેટલાંય આવાં કામો મ્હેં પાર પાડયાં છે. આમાં તે શી મોટી વાત છે ?" કારભારીએ આત્મ પ્રશંસા કરવા માંડી.

મહારાજાએ બહારસિંહને ઠપકો આપી વિદાય કર્યા પછી થોડા દિવસોમાંજ પાછું બહારસિંહે બહારવટું શરૂ કર્યું. અને ટોળી જમાવી પ્રાંતિજ ને હરવાડાનાં ગાઢાં જંગલોમાં રહી તેણે આ વખતે ઈડર અને પોશીના બંને ગામો પર ધાડો પાડી લૂંટ કરવા માંડી.

પોતાની પ્રજાની બૂમ આખરે મહારાજાને કાને પહોંચી. અને પોશીનાના ઠાકોર તરફથી પણ ખબર મળી. એટલે ઈ. સ. ૧૮૩૦ માં પોતાના વિશાળ લશ્કરને લઈને મહારાજા બહારસિંહની પાછળ પડયા.

બહારસિંહને પોતાના બાતમીદારો મારફત ખબર મળી ગઈ કે મહારાજા મોટી ફોજ લઈ નીકળ્યા છે, એટલે તે વધુ સાવધ રહેવા લાગ્યો.

આજે આ ખીણોમાં તો કાલે પેલી ખીણોમાં એમ વાંઘાં, કોતરો અને ઝાડ ઝાંખરાં વટાવતા બહારવટીયાઓ ઈડરના

લશ્કરને હાથ તાળી આપી અદ્રશ્ય થઇ જતા. અને વખત આવે તેમના ઉપર હૂમલો કરવાનું પણ ચૂકતા નહિ.

એકાદ બે મહિના સુધી મહારાજા બહારસિંહની પાછળ ખૂબ રખડયા, પરંતુ બહારસિંહ સપડાયો નહિ. એટલે તેમણે એક નવી યુક્તિ અજમાવી. ખોરાદથી બહારસિંહના બ્રાહ્મણ કારભારીને તેમણે અંદર બોલાવ્યો. અને તેણે લાલચ આપી બહારસિંહને કોઇપણ રીતે અંદર લાવવા કહ્યું

બહારસિંહનો બ્રાહ્મણ કારભારી મહારાજાની લાલચથી ઠગાયો. અને પોતાના માલીકનેજ પકડવા તેણે બીડું ઝડપ્યું.

" અલ્યા ઉભો રહે ? "

" કેમ શું છે ભાઇ ? "

" તારી પાસે કંઇ હોય તે આપી દે "

" મારી પાસે કંઇ નથી, હું તો ગરિબ બ્રાહ્મણ છું. "

" અલ્યા એની જડતી લ્યો. "

" પણ તમે કોણ છો તે તો કહો. "

" અમે બહારવટીયા છીએ. "

" તમારો સરદાર કોણ છે ? "

" તેનું તારે શું કામ છે. તું તારે તારી પાસે હોય તે છાનો-માનો ધરી દે ને નહિ તો નાહક માર ખાઇશ. "

" પણ તમારો સરદાર કોણ છે, તે મને કહો પછી તમારે મને લુંટવો હોય તો લૂંટજો અને મારવું હોય તો મારજો.

બહારવટીયાઓને લાગ્યું કે આ મુસાફર કોઈ પાગલ જેવો છે. એટલે તેમણે કહ્યું કે અમારા સરદારનું નામ બહારસિંહ છે.

" બસ ત્યારે મારે તમારા એ સરદારનુંજ કામ છે. મને તેમની પાસે લઇ ચાલો. એટલે તે મારો ન્યાય કરશે. "

બહારવટીઆઓની ટોળી કંઇ વિસ્મયતાથી આ ઘેલા મુસાફરને લઇ હસતી ઠઠ્ઠા મશ્કરીયો કરતી પોતાના સરદાર પાસે આવી.

" બાપુ! એક શિકાર મળ્યો છે. એક બહારવટીયાએ આગાઉથી આવી બદસિંહને ખબર આપી.

" અલ્યા શું કાંઈ ભારે શિકાર છે? "

" અરે બાપુ! ભારેથી પણ ભારે " આમ બોલી બહારવટીઆની ટોળી મુસાફરને લઇ બદસિંહ આગળ હાજર થઇ અને ખુબ હસવા લાગ્યા.

" કોણ કારભારીજી! તમે અહિં જંગલમાં ક્યાંથી? " બદસિંહે મુસાફરને જોતાંજ પૂછ્યું.

" બાપુ! આપના દર્શને. "

" પણ અહિં આવા જંગલમાં તમે મારૂં રહેઠાણ શી રીતે શોધી કાઢ્યું? "

" બાપુ! સુરજ કંઇ ઓછો છાબડે ઢાંક્યો રહે છે? ભાળ મેળવતો મેળવતો ચાલ્યો આવતો હતો, ત્યાં આ ભાઇઓ મળ્યા અને તેઓ મને તમારી પાસે લાવ્યા. "

બહારવટીઆઓ તો બિચારા આ દશ્ય જોઇ સડકજ થઇ ગયા. પોતાના માલીકના કારભારીને આમ હેરાન કર્યો. તેથી તેઓ ડરવા લાગ્યા. અને તેમણે કારભારીની ક્ષમા માગી.

" ભાઇઓ! તમારો તો મારે ઉપકાર માનવો જોઇએ કે તમે જલ્દી મને મારા અન્નદાતા મેળવી આપ્યો, નહિ તો મારે કેટલુંય રખડવું પડત. "

થોડીવાર વિશ્રાંતી લીધા પછી બહસિંહ અને કારભારી બંને જણ વાતે ચડ્યા. "

" કહો કારભારીજી! કેમ આવવું થયું. "

" બાપુ! આપ આમ જંગલમાં રખડો અને અમે મોજ-શોખ માણીએ એ કેમ બને? આપ વિના અમને બીલકુલ ગમતું નથી"

" કારભારીજી! તમારી એ ભલી લાગણી માટે હું આભારી છું, પરંતુ બોરાદમાં હું શા રીતે આવીને રહું? જો હું બોરાદ આવું તો મહારાજા મને પકડ્યા વિના છોડે કે?

" બાપુ! એ બાબત આપ નિશ્ચિત રહેજો "

" કેમ? "

" મેં એ બાબતનો બંદોબસ્ત આગળથીજ કરી દીધો છે. જેસલના મહારાજા આપની સાથે સલાહ કરવા તૈયાર છે. અને તે માટેજ હું અહિંયાં આવ્યો છું. "

" પણ કારભારીજી! આપણે કદિર જઈએ અને મહારાજા ફરી બેસે તો? "

" હું છું ને! મહારાજાએ મારી સાથે કરાર કર્યો છે કે દગો નહિ કરું. મારી ખાતરીએ આપને આવવાનું છે. "

" કારભારીજી! તમે જે કર્યું હશે તે બધું ઠીકજ હશે. "

" બાપુ! આપનું લુણ હજુ મારા પેટમાં છે. મારા માલીક માટે હું જરાય કાચું કામ રાખું તેવો નથી. "

કારભારીની મીઠી વાણીમાં બહસિંહ ફસાયો. તેણે પોતાના રાણીને વીખેરી નાંખ્યા, અને કારભારીની સાથે તે કદિર ચાલ્યો.

રાજપુતો જેટલા શુરવીર અને બહાદુર હોય છે તેટલાજ ભોળા હોય છે. તેમની સાથે ભોળવીને કામ લેવામાં આવે તો તે કામ

એવી છે કે પોતાનું માથું પણ ઉતારી આપે. આવી શરવીર કોમને પ્રભુએ આવી ભોળી કેમ બનાવી હશે ?

* * * *

ઇડરના રાજમહાલયના એક ખાનગી ઓરડામાં મહારાજાનો વફાદાર સિંધી જમાદાર બેઠો હતો.

સામે તકીયાને અઢેલી મહારાજા ગંભિરસિંહ બેઠા હતા. ત્યાં દરવાને આવી ખબર આપી, " બાપુ ! બહાર બોરાદના કારભારીજી પધાર્યા છે. "

" જા તેમને બોલાવ "

" જેવી આજ્ઞા " કહી દિવાન ચાલ્યો ગયો.

" કેમ કારભારીજી ! આવી પહોંચ્યા કે ? "

" હા અન્નદાતા ! ફતેહ કરીને આવ્યો છું "

" બહસિંહ ક્યાં છે ?

" બહાર આપની આજ્ઞાની રાહ જુએ છે. "

" મેરૂ જમાદાર ! જાઓ અને બહસિંહને બોલાવી લાવો. "

" હા હુકમ બાપુ ! " કહેતો આ પ્રચંડ કાય સિંધી ઓરડામાંથી બહાર નીકળ્યો, અને બહસિંહને લઈ મહારાજા પાસે આવ્યો. "

" કેમ બહસિંહ ! મઝામાંને ? "

" હા જી "

" તમને એક વખત શિખામણ આપી જતા કર્યા એટલે ફાવ્યા ને ? "

"બહાદરસિંહ મહારાજાના બોલવાનો ભાવ સમજ્યો નહિ. તે મુંગો મુંગો મહારાજા તરફ જોઇ રહ્યો.

"કેમ બહાદરસિંહ! બોલતા નથી? તમારા જેવા સિંહને પાંજરામાં પૂર્યોજ સારો."

મહારાજાનાં શબ્દો સાંભળી બહાદરસિંહ ચોંકયો, તેણે કારભારી સામે જોયું, પલમાં રાજપુત મામલો સમજી ગયો. અને પોતાની તલવાર મ્યાન બહાર કાઢવાની તૈયારી કરી તે પહેલાં તો મહારાજાએ મેરૂ જમાદારને આંખનો ઇસારો કર્યો.

પ્રચંડ કાય સિંધી ઉછળ્યો. તેણે બહાદરસિંહને બાથમાં ઘાલી, એવો જકડી લીધો કે બહાદરસિંહની તલવાર મ્યાન બહાર નીકળીજ નહિ.

બહાદરસિંહ આખરે પકડાયો અને તે બંદીવાન બન્યો. તેના પગમાં લોખંડની બેડીઓ ઠોકી અને તેને કેદખાને પૂરવામાં આવ્યો.

બહાદરસિંહના બ્રાહ્મણ કારભારીને ઇનામ આપવામાં આવ્યું. એટલે તે બોરસદ ગયો, થોડા દિવસો પછી બહાદરસિંહનો ભાઇ અમરસિંહ ઇડર આવ્યો અને તેણે પોતાના ભાઇને મુક્ત કરવાની મહારાજાને વિનંતી કરી.

હા, ના કરતાં બે મહિના વીત્યા. આખરે અમરસિંહના કહેવાથી બહાદરસિંહને મહારાજાએ છૂટો કર્યો અને તેનું મન મનાવ્યું.

બહાદરસિંહ છૂટયો છે એ વાત જાણી એટલે તેનો બ્રાહ્મણ કારભારી બોરસદમાંથી રાતોરાત જીવ લઇને નાસી ગયો.

બહાદરસિંહે બોરસદ આવી પ્રથમ એ બ્રાહ્મણ કારભારીની શોધ કરી પણ તે નાસી ગયેલો માલુમ પડયો એટલે બહાદરસિંહ શાન્ત

પડ્યો. નહિ તો જો એ બ્રાહ્મણ કારભારી તેના હાથમાં આવ્યો હોત તો તો તેને જીવતો છોડત નહિ, અને તેના રાઈ રાઈ જેવડા કકડા કરી નાંખત.

હડાદ પોશીના અને ખેરાદ એ બંને જાગીરો ઈડરવાડામાં છે, અને આ જાગીરના ઠાકોરો ઈડરના જાગીરદારો કહેવાય છે.

